# सरस्वती ग्रन्थमालानां पुस्तको

| | |
|---|---|
| **વર્ષ ૧લું** | |
| વીર વલ્લભભાઈ | ૦–૨–૬ |
| રાજાજીની વાતો | ૦–૩–૦ |
| અમેરિકાનું સ્વા. યુદ્ધ | ૦–૪–૦ |
| જાતકકથાસંગ્રહ | ૦–૩–૦ |
| ક્રાન્તિ | ૦–૬–૦ |
| ક્રાન્તિકારી લગ્ન | ૦–૩–૦ |
| ૧૮૫૭ના બળવાની બીજી બાજુ * | ૦–૩–૬ |
| ઈટાલિનો મુક્તિયજ્ઞ | ૦–૬–૦ |
| ગરીબની હાય | ૦–૩–૦ |
| **વર્ષ ૨જું** | |
| વીરની હાકલ * | ૦–૧૨–૦ |
| દારૂનિષેધ અને સ્વરાજ | ૦–૪–૦ |
| ગાંધીકૂચ આલ્બમ* | ૦–૮–૦ |
| બારડોલીની હિજરત | ૦–૨–૬ |
| પૂજારીને પગલે | ૦–૪–૦ |
| બોરસદની વીરાંગનાઓ | ૦–૨–૦ |
| લાલ ટોપી | ૦–૩–૦ |
| અયોધ્યા ઓહિયાં | ૦–૩–૦ |
| લૂંટાતું હિંદ | ૦–૩–૦ |
| **વર્ષ ૩જું** | |
| પચાસ વર્ષ પછી | ૧–૦–૦ |
| ગુફાનું કમળ | ૦–૩–૦ |
| ક્રાન્તિને માર્ગે * | ૦–૫–૦ |
| રૂપિયાનું ઝાડ | ૦–૫–૦ |
| ગાંધીવિચારદોહન | ૦–૮–૦ |
| ટેકને ખાતર | ૦–૩–૦ |
| **વર્ષ ૪થું** | |
| પરદેશી કાપડની હરીફાઇ | ૦–૮–૦ |
| મારી કહાણી | ૦–૮–૦ |
| ચબૂતરો | ૦–૧૦–૦ |
| કોયા ભગતની કડવી વાણી | ૦–૮–૦ |
| પ્રિન્સ બિસ્માર્ક | ૦–૮–૦ |
| કળજુગ | ૦–૩–૦ |
| **વર્ષ ૫મું** | |
| તૂટેલા તાર | ૦–૮–૦ |
| તારુણ્યમાં પ્રવેશતી કન્યાને પત્રો | ૦–૩–૦ |
| જીવનચર્યા | ૦–૧૦–૦ |
| નૂતન રશિયામાં ડોકિયું | ૦–૮–૦ |
| ચીન–જાપાનની યાત્રા | ૦–૮–૦ |
| ગરીબાઇનો ગુનો | ૦–૩–૦ |
| **વર્ષ ૬ઠ્ઠું** | |
| બોલ્શેવિઝમ અને બીજી વાતો | ૦–૬–૦ |
| લગ્ન કે પ્રપંચ? | ૦–૮–૦ |
| દેવદાસ | ૦–૮–૦ |
| સામ્યવાદ અને સર્વોદય | ૦–૬–૦ |

(* જપ્ત થયાં છે.)

સરસ્વતી ગ્રન્થમાળા વર્ષ ૬ પુ૦ ૭-૮ કુલ પુ૦ ૬૦-૬૨

# સામ્યવાદ અને સર્વોદય

તથા બીજા લેખો

ૐ

" પ્રેમ અને ત્યાગ "

લેખક

નરહરિ દ્વારકાદાસ પરીખ

પ્રકાશક

પ્રસ્થાન કાર્યાલય

અમદાવાદ

છ આના

સંચાલક અને પ્રકાશક
રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી
પ્રસ્થાન કાર્યાલય
અ મ દા વા દ

પ્રથમ આવૃત્તિ

*

આશ્વિન : ૧૯૯૧



કિંમત

ગ્રાહકોને રૂ| ૧૯=૦૦ છૂટક

ટપાલખર્ચ સાથે ટપાલખર્ચ જુદું



મુદ્રક
મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ.
આ દિ ત્ય મુ દ્ર ણા લ ય
રા ય ખ ડ : અ મ દા વા દ

## અ નુ ક્ર મ

# ખુલાસો

પહેલા બે લેખોમાં ગાંધીજીના વિચારો તથા કાર્યક્રમ તરીકે જે કહેવામાં આવ્યું છે તે તેમના વિચારો અને કાર્યક્રમ હું સમજ્યો છું તે પ્રમાણે છે. એ બધું લખાણ તેઓશ્રીને બતાવવાનું બની શક્યું નથી એટલે તેમના પ્રમાણવાળું ન ગણાય. તેમાં જે દોષ હોય તેને માટે સંપૂર્ણ જવાબદારી મારી છે.

રશિયામાં ચાલતા પ્રયોગ વિષે પણ હકીકતની મુશ્કેલી તો છે જ. તેની તરફેણની તેમજ વિરુદ્ધની એટલી બધી હકીકતો પ્રગટ થાય છે કે શું માનવું અને શું ન માનવું એની મૂંઝવણમાં પડી જવાય છે. વાંચેલાં પુસ્તકોમાંથી બને તેટલી તટસ્થતાથી હકીકત તારવી કાઢવાનો મેં પ્રયત્ન કર્યો છે. અને તેમાંય ખેડૂતોમાં મને વિશેષ રસ હોવાથી તેમના સંબંધી હકીકતો જ મેં વધારે આપી છે.

ન. હ્રી. પ.

# નિવેદન

આજે જ્યારે દેશભરમાં સામ્યવાદ અને સમાજવાદનાં પ્રચંડ મોજાં ઊછળતાં જણાય છે અને એ મોજાં જ્યારે આજનાં યુવાન–યુવતીઓની કલ્પનાને પ્રબળ વેગ અને ઉત્તેજના આપી રહ્યાં છે ત્યારે, પૂ. ગાંધીજીના સૌમ્યસુંદર અને સર્વકલ્યાણકારી સર્વોદયની વિચારસરણી વિશે, તેમજ પૂ. ગાંધીજીના અર્થકારણ વિશે મુરબ્બીશ્રી નરહરિભાઈ જેવા પીઢ વિચારક લેખક પાસેથી આ પુસ્તક દ્વારા આપણે જે મેળવી શકીએ છીએ તે ઉપયોગી થયા વિના નહિ જ રહે. વધુમાં, રશિયામાં બોલ્શેવિઝમની ઉત્પત્તિ કયા સંજોગોમાં થઈ, તેનો કેમ વિકાસ થયો અને આજે ત્યાં કેવી પરિસ્થિતિ છે તેનો પણ ખ્યાલ આ પુસ્તકથી આવી શકે છે. એટલે આજે જે બે મહાન વિશિષ્ટ પ્રયોગો સારા જગતનું ધ્યાન ખેંચી રહ્યા છે તે વિશે આ પુસ્તકમાં સુંદર તુલનાત્મક નિરૂપણ કરવામાં આવ્યું છે. આશા છે કે ગુજરાતને આ પુસ્તકમાંથી ઘણું નવું જાણવા અને વિચારવાનું મળશે.

અત્યાર સુધીમાં સરસ્વતી ગ્રન્થમાળા દ્વારા રશિયાના નૂતન પ્રયોગ વિશે જે પાંચેક પુસ્તકો આપવામાં આવ્યાં છે તેમાં આ પુસ્તકથી એક અપૂર્વ ઉમેરો થાય છે.

આ પુસ્તક તૈયાર કરી આપવા બદલ મુરબ્બીશ્રી નરહરિભાઈનો હું ઋણી છું. અને એ માટેની ભૂમિકા તૈયાર કરી આપવા બદલ 'રશિયાનું ઘડતર'ના લેખક ભાઈ બબલભાઈ મહેતાનો અને મારા મિત્ર ભાઈ જેઠાલાલ ગાંધીનો આભાર ન માનું તો હું નગુણો જ ગણાઉં.

**પ્રકાશક**

# સામ્યવાદ અને સર્વોદય*

દુનિયાના સૌ દેશમાં આજે મૂડીનું પ્રાબલ્ય છે. જમીન, ખાણો તથા નાનાંમોટાં કારખાનાં, જેમાં ઉત્પત્તિનાં સાધનો, તેમજ આગગાડીઓ તથા આગબોટો જેવાં વાહનનાં સાધનો

* કાર્લ માર્ક્સના સિદ્ધાન્તો પ્રમાણેની સમાજરચના, જે અમલમાં આણવાનો જબરદસ્ત પ્રયત્ન આજે રશિયામાં ચાલી રહ્યો છે, તેને માટે સામ્યવાદ શબ્દ વાપર્યો છે.

સર્વોદય એટલે સમાજના કેવળ એક વર્ગનો નહિ, પણ આખા સમાજનો ઉદય. સમાજના બધા વર્ગો અને બધી કોમો પોતપોતાની મર્યાદામાં રહે અને અન્ય વર્ગો કે કોમોને ચૂસે નહિ કે રંજાડે નહિ, પણ એકબીજા સાથે ન્યાયથી વર્તે અને હળીમળીને રહે, તે સર્વોદય. શ્રીમંત અને ગરીબ, માલિક અને મજૂર, જમીનદાર અને ખેડૂત એ બધા વર્ગો વચ્ચે આજે વિદ્વેષ જોવામાં આવે છે તેનાં કારણો દૂર થાય, તેમની વચ્ચે પડેલી ફાટ સંધાય, તેમનામાં પરસ્પર વિશ્વાસ અને મેળ પેદા થાય તથા સમાજમાં અન્યાય અને જુલમ નાબૂદ થાય એ ગાંધીજીના કાર્યક્રમને સર્વોદય નામ આપ્યું છે. રસ્કિનના *Unto this Last* નામના પુસ્તકનો ગાંધીજીએ ગુજરાતીમાં સારાનુવાદ કર્યો છે તેનું નામ તેમણે 'સર્વોદય' રાખ્યું છે તે ઉપરથી આ શબ્દ લીધો છે.

આવી જાય છે, એ થોડા મૂડીદારોની માલકીનાં છે. માલકી વિનાના થઈ પડેલા ખેડૂતો તથા મજૂરોને પોતાનું રોજનું ખાવાનું રોજની મજૂરી કરીને કમાઈ લેવાનું હોય છે. તેઓ જો મૂડીદારોના કબ્જામાં પડેલાં ઉત્પત્તિનાં સાધનો ઉપર મજૂરી ન કરે તો તેમને ખાવાનું ન મળે. મૂડીદારો પોતાની શરતે જ મજૂરોને પોતાનાં માલકીનાં સાધન ઉપર કામ કરવા દે છે. ખેંચી શકાય એટલું ખેંચીને તેમને બને તેટલી ઓછી રોજી આપી વધારાનું બધું તેઓ લઈ લે છે. આમ ઉત્પત્તિનાં સાધનો ઉપરની માલકીના બળે એ નાનકડો મૂડીદાર વર્ગ ખેડૂતો અને મજૂરો ઉપર આધિપત્ય ભોગવે છે, અને તેમને ચૂસે છે.

અને દરેક દેશમાં રાજદ્વારી સત્તા પણ આ મૂડીદાર વર્ગના જ હાથમાં છે. ઇંગ્લંડ, ફ્રાન્સ અને અમેરિકા જેવા દેશો પ્રજાસત્તાક કહેવાય છે, પણ ત્યાંયે પ્રજા એટલે આમવર્ગ રાજદ્વારી બાબતોમાં કશો અંકુશ ધરાવતો નથી. આખું તંત્ર એવી રીતે ગોઠવાયેલું હોય છે કે તેમાં મૂડીદારોની જ લાગવગ ચાલે અને તેમનું જ હિત જળવાય. ખાનગી માલિકો વચ્ચેના સંબંધોનું નિયમન કરવું તથા મજૂર વર્ગ તરફથી કાંઈ આક્રમણ થાય તો તેની સામે મૂડીદારોની માલમિલકતનું રક્ષણ કરવું એ બધા જ મૂડીદાર દેશોમાં સરકારનું મુખ્ય કામ થઈ પડ્યું છે. એ કાર્ય માટે જુદાજુદા દેશોમાં જુદીજુદી પ્રદ્ધતિઓ યોજાય છે. વળી આખી દુનિયાને લૂંટી એ લૂંટમાંથી પોતાના મજૂરોને બટકું કકડો આપી મજૂરોને સંતોષવાનો પ્રયત્ન પણ ચાલે છે. ફોર્ડ જેવા પોતાની મોટરો વેચીને આખી દુનિયામાંથી ધન ઢસડી લાવે છે અને પછી પોતાના મજૂરોને ખૂબ સગવડો આપે છે. ઇંગ્લંડને આપણા દેશમાંથી અને બીજી વસાહતોમાંથી સારું લૂંટવાનું મળે છે એટલે બીજા દેશોના પ્રમાણમાં પોતાના મજૂરોને તે સારી સ્થિતિમાં રાખી શકે

છે. છતાં ત્યાં પણ બેકારી અને કંગાલિયત નથી એમ તો નથી જ. અત્યારે ચાલી રહેલી મૂડીશાહીનાં જે અનિષ્ટ પરિણામો આખી દુનિયાને પીડી રહ્યાં છે તેમાંનાં મુખ્ય નીચે પ્રમાણે છેઃ

૧. બેકારી;

૨. કંગાલિયત અને ભૂખમરો;

૩. મૂલ્યની આંકણી માનવસુખના માપથી નહિ પણ નાણાંના માપથી;

૪. જીવન માટે આવશ્યક વસ્તુઓના ઉત્પાદનને ભોગે ઓછી જરૂરિયાતની વસ્તુઓનું વધારાપડતું ઉત્પાદન;

૫. સટ્ટા તથા બજારની હરીફાઈને કારણે ઉપયોગી વસ્તુઓનો વિનાશ અને બગાડ;

૬. હુન્નરઉદ્યોગમાં પછાત દેશોની ચૂસ અને ત્યાંના લોકોના બેહાલ; અને

૭. પ્રજાનો બરડો ભાંગી નાંખે એવો ઉત્તરોત્તર વધતો જતો લશ્કરી ખર્ચનો બોજો.

દરેક મૂડીદાર દેશને ચૂસવા માટે વસાહતરૂપી કોરીઓ જોઈએ છે અને તે માટે તેઓ અંદરઅંદર લડવા સદા સજ્જ રહે છે. એક દેશ લશ્કર વધારે એટલે બીજાને વધારો કરવો જ પડે. આ હરીફાઈ ક્યાં જઈ અટકશે એ કહી શકાય એમ નથી. જાપાન ચીનનો મુલક દબાવવા તાકે અને ઈટલી એબિસીનિયાને ઓહિયાં કરી જવાનો ખેત રચે, એવું એવું તો ચાલ્યાં જ કરે છે. તેમાંથી આખી દુનિયામાં યુદ્ધનો દાવાનળ ગમે ત્યારે સળગી ઊઠે એવો ભય છે.

આ બધાં દુઃખ અને ત્રાસમાંથી દુનિયા તો જ બચે જો આખી સમાજરચના તદ્દન નવા જ ધોરણ ઉપર થાય. આજે સૌની બે યોજનાઓ અથવા કાર્યક્રમો જગત આગળ રજૂ થયેલા

છે. એક રશિયામાં સામ્યવાદીઓનો અને બીજો આપણા દેશમાં ગાંધીજીનો. સરકાર પાસે જેટલી સત્તા અને સાધનો હોઈ શકે તે બધાંને બળે એ કાર્યક્રમ રશિયામાં આજે ચાલી રહ્યો છે, અને તેથી આખા જગતનું ધ્યાન તેની તરફ ખેંચાયું છે. આપણા દેશમાં સરકારની સત્તા અને સાધનો જેટલો અંતરાય નાંખી શકે તેટલા અંતરાયની સામે એ કાર્યક્રમનો અમલ કરવાનો પ્રયત્ન ચાલી રહ્યો છે. એટલે આપણે ધ્યાન ખેંચાય એવાં પરિણામો આજે નથી બતાવી શકતા. છતાં એ કાર્યક્રમમાં રહેલી શક્યતા જોઈ શકનારા વિચારવાન લોકોનું ધ્યાન તો તેના તરફ ખેંચાયું જ છે. એ બન્ને કાર્યક્રમોનું તુલનાત્મક વિવેચન કરવાનો આ લેખનો હેતુ છે.

સામ્યવાદ તેમજ સર્વોદય એ બન્ને કાર્યક્રમો અંતિમ ધ્યેયની બાબતમાં બહુ મળતા છે. બન્ને કાર્યક્રમો માણસજાતની મુક્તિ અને સુખસંતોષ વાંછે છે. આજે દુનિયામાં જોવામાં આવતી સામાજિક તેમજ આર્થિક વિષમતા, અન્યાય અને જુલમ બન્ને કાર્યક્રમો નાબૂદ કરી નાખવા ઇચ્છે છે. દરેકેદરેક સ્ત્રીપુરુષે નિષ્ઠાપૂર્વક કામ કરવું જોઈએ એમ બન્ને કાર્યક્રમ માગે છે. જે કામ ન કરે તેને ખાવાનો અધિકાર ન હોય અને જે પોતાની શક્તિ પ્રમાણે કામ કરવા તૈયાર હોય તેને સારી રીતે પોતાનો જીવનનિર્વાહ ચાલે એટલું તો ઓછામાં ઓછું મળવું જ જોઈએ, એમ બન્ને કાર્યક્રમ ઇચ્છે છે.

સમાજમાંથી ઊંચનીચના ભેદ દૂર થાય, કોઈને પણ પોતાની પ્રગતિ અને વિકાસ કરવામાં કોઈ પણ જાતની અટકાયત ન હોય, સૌને આગળ વધવાની સરખી તકો મળે અને સૌને સરખો અવકાશ હોય, એ બન્ને કાર્યક્રમનું ધ્યેય છે. અહીંતહીં કરવામાં આવતા થાગડથીગડ સુધારાથી બેમાંથી એકે કાર્યક્રમને સંતોષ

થાય એમ નથી. બન્ને કાર્યક્રમો વિપ્લવકારી છે; ચાલતી આવેલી રૂઢિઓ, વિચારો તથા પ્રતિષ્ઠાઓનું મૂળમાંથી શોધન કરી સમાજની નવરચના કરવાનો પ્રયત્ન બન્ને કાર્યક્રમ કરી રહ્યા છે. કરોડો દલિત અને પીડિત લોકોની સેંકડો વર્ષો થયાં દબાઈ રહેલી અભિલાષાઓ અને આકાંક્ષાઓને બન્ને કાર્યક્રમોએ મોકળી કરી છે. આમવર્ગને પોતામાં રહેલી શક્તિનો પરિચય થયો છે, એ શક્તિ તેઓ અનુભવવા લાગ્યા છે, અને તેમનો આત્મવિશ્વાસ વધ્યો છે. બન્ને કાર્યક્રમના પ્રમુખ આગેવાનો ગાંધીજી, લેનિન, ટ્રૉટ્સ્કી તથા સ્ટેલિન અતિશય ઉદ્યમી અને સાદું જીવન ગાળનારા છે. તેમણે આમવર્ગ સાથે એકતા સાધીને તેમનો પ્રેમ અને વિશ્વાસ સંપાદન કર્યો છે. તેથી જ આજે આ બન્ને કાર્યક્રમમાં આટલું જોમ દેખાય છે અને લોકો તેના પ્રત્યે આશાની મીટ માંડી રહ્યા છે.

પરંતુ સાધનોની બાબતમાં આ બે કાર્યક્રમોમાં ઘણો મોટો ફરક છે, અને તેને લીધે વિગતોમાં અને નવીન સમાજરચનાની કલ્પનામાં પણ બન્ને કાર્યક્રમોમાં મોટો ફેર પડી જાય છે.

નવીન સમાજરચનાની સ્થાપના કરવા માટે સામ્યવાદ હિંસામય વિપ્લવને અનિવાર્ય ગણે છે. અત્યારની સરકારોના આખા તંત્રનો દોરીસંચાર મૂડીદાર વર્ગના હાથમાં છે. અને એ મૂડીદાર વર્ગના હિતનું સંરક્ષણ કરવા દરેક સરકારનું લશ્કર ખડેપગે તૈયાર છે. તેની સામે બંધારણપૂર્વકના કહેવાય છે એવા પ્રયાસોથી નવીન સમાજરચના અમલમાં આવી જ ન શકે. ચાલુ સરકારના લશ્કરી બળનો સામનો કર્યા વિના કોઈ પણ વિપ્લવકારી પક્ષ રાજ્યસત્તા કબજે ન કરી શકે, અને સત્તા મેળવ્યા પછી પણ રાજ્યતંત્રનું જૂનું સ્વરૂપ જો કાયમ રહે—એટલે કે અત્યારનાં કહેવાતાં પ્રજાતંત્રોમાં ચાલે છે તેમ પાર્લમેન્ટની નવી ચૂંટણી થાય અને નવા ચુંટાયેલા

સભ્યો મારફત રાજ્યકારભાર ચલાવવામાં આવે—તો કોઈ પણ વિપ્લવ અમલમાં ન લાવી શકાય. કારણ વિપ્લવના સિદ્ધાન્તો આખો સમાજ સમજેલ ન હોય એટલે ચૂંટણીમાં વિપ્લવકારીઓ કરતાં મૂડીદારો અને ઉપલકિયા સુધારકો જ ફાવી જાય. માટે જો વિપ્લવ કરીને નવીન સામ્યવાદીની સમાજરચના સ્થાપવી હોય તો જૂના રાજ્યતંત્રને જડમૂળમાંથી ઉખેડી નાખી સામ્યવાદી સિદ્ધાન્તથી રંગાયેલા એવા સંગઠિત પક્ષે બધી રાજ્યસત્તા હસ્તગત કરવી જોઈએ. સાર્વત્રિક મતાધિકાર, દેશના તમામ મતદારો મારફત પાર્લમેન્ટના સભ્યોની ચૂંટણી, જેને સીધી ચૂંટણી (direct election) કહેવામાં આવે છે, એ બધાં આ નામધારી પ્રજાતંત્રનાં ધતિંગો છે. તેના મોહમાં ન સપડાતાં સામ્યવાદી પક્ષની સરમુખત્યારી ચલાવવામાં આવે તો જ વિપ્લવ ટકી રહે અને સફળ થાય. આ જાતના રાજ્યતંત્રને તેઓ મજૂરવર્ગની સરમુખત્યારી (Dictatorship of the Proletariat) કહે છે. જેઓ સામ્યવાદી હોય તેઓ જ મજૂરવર્ગમાં ગણાય અને રાજદ્વારી સત્તા તેમના જ હાથમાં હોય. મજૂર હોવા છતાં જે ખાનગી મિલકતમાં માનતા હોય અને ભવિષ્યમાં જાતે મજૂરી કર્યા વિના બીજાની મજૂરી ઉપર જીવવાની આશા રાખતા હોય તે મજૂરવર્ગના (પ્રોલેટેરિયેટ) ન કહેવાય. મૂડીદાર અથવા ભદ્રલોક વર્ગના હોવા છતાં જેમના વિચારો બદલાઈ ગયા હોય, જેઓ સામ્યવાદી થયા હોય અને એ ધોરણે જીવન ગાળવા તૈયાર હોય તેઓ મજૂરવર્ગના એટલે કે 'પ્રોલેટેરિયેટ' કહેવાય. નવા સામ્યવાદી સમાજમાં બધા જ પ્રોલેટેરિયેટ હોવા જોઈએ. જાતમહેનત કર્યા વિના મૂડીના વ્યાજ ઉપર, જમીનની સાંથ ઉપર કે બીજી કોઈ યુક્તિપ્રયુક્તિ કરીને બીજાની મજૂરીનો લાભ લઈ જીવન ગુજારનાર વર્ગ તે 'બુઝ્ર્વા'. આપણે તે વર્ગ માટે ભદ્રલોક શબ્દ વાપરીશું. સામ્ય–

વાદીઓની માન્યતા પ્રમાણે આજે આખા જનસમાજમાં બે વર્ગ પડી ગયા છે: એક ખાનગી મિલકત તથા વ્યક્તિગત માલકીહક ધારણ કરનારો અથવા કરવામાં માનનારો તેમજ તેના બળે બીજાઓની મજૂરીનો લાભ ઉઠાવનારો અથવા ઉઠાવવામાં માનનારો મૂડીદાર અથવા ભદ્રલોકનો (બુઝ્ર્વા) વર્ગ; અને બીજો, ખાનગી મિલકત તથા વૈયક્તિક માલકીહક ધારણ નહિ કરવામાં અને દરેક સ્ત્રીપુરુષે કોઈ ને કોઈ પ્રકારની સમાજોપયોગી મજૂરી પોતાની શક્તિ પ્રમાણે કરવી જ જોઈએ એવું માનનારો મજૂરવર્ગ (પ્રોલેટેરિયેટ). ભદ્રવર્ગના લોકો આજે પોતપોતાની શક્તિ અને આવડત પ્રમાણે મજૂરવર્ગને ચૂસી રહ્યા છે, એટલે આ બે વર્ગને ચૂસનાર અને ચુસાનાર એ નામો પણ આપી શકાય. બન્ને વર્ગના સ્વાર્થ એક બીજાથી વિરોધી હોઈ આ બે વર્ગ વચ્ચે હમેશાં જાણ્યેઅજાણ્યે ઘર્ષણ ચાલ્યાં જ કરે છે. મજૂરવર્ગને પોતાની સ્થિતિનું બરાબર ભાન કરાવવું, તેને પોતાના વર્ગનો અભિમાની (class-conscious) બનાવવો અને ભદ્રવર્ગ સામે લડવા તેને સંગઠિત કરવો એ સામ્યવાદીઓનો એક કાર્યક્રમ છે. આને તેઓ વર્ગયુદ્ધ (class-war) કહે છે. આમ તો આજે સમાજમાં અનેક વર્ગો જોવામાં આવે છે, તે બધા કંઈ કેવળ ધનને જ ધોરણે પડેલા નથી હોતા. વિદ્યા તથા સંસ્કારિતા, કુળ, જ્ઞાતિ, સત્તા, એમ અનેક ધોરણે વર્ગો પડે છે. પણ એ બધાની પાછળ અર્થ જ કારણ છે એમ સામ્યવાદીઓનું માનવું છે. એટલે જેઓ 'પ્રોલેટેરિયેટ' ન થઈ જાય તે તમામની સામે યુદ્ધ પુકારી તેમનો નાશ કરી નાખવો જોઈએ. એક 'પ્રોલેટેરિયેટ' વર્ગ જ જગતમાં રહે, આખો જનસમાજ વર્ગહીન (class-less) થઈ જાય એવી સમાજની અંતિમ સ્થિતિ તેઓ કલ્પે છે. આ વર્ગયુદ્ધમાં હિંસાને તેઓ અનિવાર્ય માને છે. ચાલુ સરકારને ઉથલાવી પાડી રાજ્ય-

સત્તા હસ્તગત કરવી એ તો કાર્યની શરૂઆત છે. પછી એ સત્તાને બળે મૂડીદાર અથવા ભદ્રવર્ગના નિકંદનનું સત્ર મંડાય છે. તેમાં પ્રેમ, દયા વગેરે ભદ્રસમાજમાં પોષાતી કોમળ લાગણીઓથી દોરવાવું એ નિર્બળતા છે. સામ્યવાદીઓ કહે છે કે અમે કાંઈ હિંસાના ઉપાસક નથી. જ્યાં હિંસા વિના કામ સરતું હોય ત્યાં અમે હિંસા ન જ કરીએ. અને આજે મૂડીશાહી સમાજમાં જે પ્રત્યક્ષ અને પરોક્ષ હિંસા ચાલી રહી છે તેના કરતાં અમારી હિંસા તો એકવારની અને પ્રમાણમાં ઓછી છે. મૂડીશાહીનો નાશ થયા પછી સમાજ મુક્ત થશે. પછી બળજબરીની જરૂર નહિ રહે એટલે હિંસા આપોઆપ નાબૂદ થશે.

સર્વોદયના એટલે કે ગાંધીજીના કાર્યક્રમમાં આખો મદાર અહિંસા પર છે. ઉચ્ચ અને શુદ્ધ સાધ્યની સિદ્ધિ એટલા જ ઉચ્ચ, શુદ્ધ અને નિર્દોષ સાધન વિના શક્ય નથી. બળજબરી અને જુલમ કરીને શાન્તિ અને ન્યાયની આશા રાખવી ફોગટ છે. હિંસાદ્વારા પ્રાપ્ત કરેલું હિંસાદ્વારા જ ટકી શકે. રાજ્યસત્તા વિપ્લવકારીઓના હાથમાં આવ્યા પછી પણ મશીનગનો, વિમાનો વગેરે લશ્કરી સરંજામનો તથા લશ્કરનો કબજો તો અમુક થોડા માણસોના હાથમાં જ રહેવાનો. આખી પ્રજા કદી લશ્કર ઉપર કાબૂ ન ધરાવી શકે, તેમ તેની સામે હિંસાનો પ્રયોગ પણ ન કરી શકે. એટલે પ્રજા ઉપર લશ્કર અને પોલીસની સત્તા તો ચાલુ જ રહે. રશિયાના સામ્યવાદીઓ ભલે મજૂરવર્ગના હિતને અર્થે બધી પ્રવૃત્તિ ચલાવી રહ્યા હોય, પણ તેમની પ્રવૃત્તિ લશ્કરી અને પોલીસ બળથી જ ચાલી રહી છે. લશ્કરી અને પોલીસ બળથી જ સમાજ ઉપર તેઓ કાબૂ રાખી રહ્યા છે. આજે તેમની પ્રવૃત્તિ રશિયામાં તેમજ બીજા દેશોમાં ભય અને દ્વેષ ફેલાવી રહી છે. મૂડીશાહીના

નાશ પૂરતો જ અમે હિંસાનો પ્રયોગ કરી લેવાના છીએ, એમ સામ્યવાદીઓ કહે છે. પણ આમ વર્ગની મુક્તિ એ જો ધ્યેય હોય તો એ દલીલ કશા કામની નથી. આજે આપત્તિ મૂડીશાહીના રૂપમાં છે તે કાલે બીજા રૂપમાં આવીને ઊભી રહે. જે નાનું સામ્યવાદી મંડળ આજે સત્તા હસ્તગત કરીને બેઠું છે તે મંડળના દિલમાં કળજુગ પેસે અને તેઓ સત્તા છોડે જ નહિ, તો લોકો તેમને શું કરી શકે? જૂની અમલદારશાહીને સ્થાને આ નવી અમલદારશાહી નીચે પ્રજાને કચડાવાનું રહે. બળજબરીના પાયા ઉપર રચાયેલા તંત્રને આધીન રહેતી પ્રજા કદી સાચું સ્વાતંત્ર્ય અનુભવી શકતી નથી.

ગાંધીજીના કાર્યક્રમની શ્રેષ્ઠતા એ છે કે તેમાં સરકારનું પૂર્ણ સર્વોપરિત્વ કદી સ્વીકારવામાં આવતું નથી, પછી એ સરકાર સ્વદેશી હો કે પરદેશી, સામ્યવાદી હો કે મૂડીવાદી. સરકાર એ છેવટે મનુષ્યે ઉપજાવેલી વસ્તુ છે, અને તેના કાયદા જ્યારે અન્યાયી લાગે ત્યારે તેનો સવિનય ભંગ કરવાનો હરકોઈ માણસનો હક છે, એટલું જ નહિ પણ તેની ફરજ છે. કોઈ પણ પ્રકારના અધર્મ કે અન્યાયનો અહિંસક પ્રતિકાર કરવાની રીત પ્રજાને શિખવાડીને સ્વાતંત્ર્યસિદ્ધિનો એક ઉત્તમ માર્ગ તેમણે જગતને બતાવ્યો છે. આજે જે દેશો સ્વતંત્ર કહેવાય છે તે દેશોમાં આખી પ્રજા કાંઈ સ્વતંત્ર નથી. પણ ગાંધીજીનું આ શસ્ત્ર એવું છે કે તેનો ઉપયોગ બાળક તેમજ વૃદ્ધ, સ્ત્રી તેમજ પુરુષ, ભણેલ તેમજ અભણ સૌ કોઈ કરી શકે છે, અને પોતાનું સ્વાતંત્ર્ય ભોગવી શકે છે. મનુષ્યની ધર્મબુદ્ધિ ( conscience )ના સ્વાતંત્ર્યને ગાંધીજી અમૂલ્ય વસ્તુ ગણે છે અને કોઈ પણ પાર્થિવ લાભ ખાતર તે ગુમાવવાની તેઓ ના પાડે છે. સરકારની સત્તા અમુક હદ સુધી ગાંધીજી કબૂલ રાખવા તૈયાર થાય, પણ જ્યાં ધર્મનો કે સિદ્ધાંતનો પ્રશ્ન આવે

ત્યાં રજ પણ નમતું મૂકવા તેઓ તૈયાર નથી. હરકોઈ પ્રકારની દમદાટી, જબરદસ્તી, શરીરબળ કે હિંસાનો તેઓ સર્વ રીતે અને સર્વ પ્રકારે નિષેધ કરે છે.

સામ્યવાદીઓને મનુષ્યસ્વભાવ ઉપર કે તેની ધર્મબુદ્ધિ ઉપર વિશ્વાસ નથી. ધનિક અને માલિકમાં ધર્મબુદ્ધિ હોય જ નહિ અને પ્રગટી જ ન શકે, એ તેઓએ ગૃહીત કરી લીધું છે. ધર્મ જેવી ચીજ જ તેઓ માનતા નથી. તેને તો તેઓ એક કેફ ગણે છે. અને તેથી જ લશ્કરી બળવાળી બાહ્ય સત્તાના સર્વોપરિત્વનો તેઓ આગ્રહ રાખે છે.

ગાંધીજી મનુષ્યસ્વભાવ ઉપર અપાર વિશ્વાસ રાખે છે. આજે તેમાં સંજોગવશાત વિકૃતિ આવી ગઈ હોય, પણ જો લોકોને બરાબર કેળવણી આપવામાં આવે તો સમાજમાં પરસ્પર વિશ્વાસ અને પ્રેમની સ્થાપના થતાં વાર ન લાગે અને હિંસા અથવા સરકારની બળજબરી વિના બધા સુધારા સમાજમાં કરાવી શકાય. આજે તો બીજી સરકારોની માફક રશિયાની સામ્યવાદી સરકાર ભય અને દબાણથી જ સુધારા કરાવી રહી છે. સત્તાથી સુધારાનો અમલ જલદી થતો દેખાય પણ સત્તાને બળે એ વસ્તુ પ્રજાના હાડમાં પેસી શકતી નથી, અને ચિરસ્થાયી થતી નથી. ઘણી વખત એવું બને છે કે આવા જબરદસ્તીથી કરાવેલા સુધારા બીજી પેઢી સમાધાનની વૃત્તિથી સ્વીકારી લે છે. છતાં મૂળની બળજબરીની અસર ભૂંસાઈ જતી તો નથી જ. બળજબરીનું બીજું અને નવું મોજું આવતાં જ આખી ઇમારત ફરી તૂટી પડે છે. અન્ય દેશોની પ્રાચીન તેમજ અર્વાચીન સંસ્કૃતિઓ પ્રમાણમાં થોડો થોડો કાળ ઝબૂકીને હોલવાઈ ગઈ જ્યારે હિંદુસ્તાનમાં અને ચીનમાં તેની પ્રાચીન સંસ્કૃતિ તત્ત્વતઃ તેના મૂળ સ્વરૂપમાં હજી ટકી રહી છે તેનાં કારણો વિચારવા જેવાં છે. હિંદુસ્તાને અને

ચીને બીજા દેશોની માફક લશ્કરી દિગ્વિજયો નથી કર્યા, એટલું જ નહિ પણ તેના ઉપર અનેક લશ્કરી આક્રમણો થયાં છે. આપણો દેશ તો ઘણાં વર્ષોથી રાજકીય પરાધીનતામાં પણ પડ્યો છે. છતાં આપણા ઉપર આક્રમણ કરનારા દેશોની સંસ્કૃતિ પણ નામશેષ થઈ ગઈ છે, ત્યારે આપણી સંસ્કૃતિ ટકી રહી છે. કારણ આપણે ત્યાં તેનું મંડાણ શરીરબળ ઉપર નહિ પણ આત્મબળ ઉપર થયેલું છે.

સાધનના ભેદપરત્વે બન્ને કાર્યક્રમમાં એક મહત્ત્વનો ભેદ એ પડે છે કે રાજ્યસત્તા હાથમાં આવે ત્યાં સુધી સામ્યવાદી કાર્યક્રમનો અમલ બિલકુલ જ થઈ શકતો નથી. તેઓ જે આર્થિક ફેરફારો કરવા ધારે છે તેની શરૂઆત પણ રાજ્યસત્તા વિના થઈ શકે એમ નથી. રશિયામાં રાજ્યસત્તા હસ્તગત કરવાની અનુકૂળ તક મળી ગઈ એ જુદી વાત છે, પણ બીજા દેશોમાં તો આજે સામ્યવાદીઓને માર્યા માર્યા ફરવું પડે છે. પોતાને ઉથલાવી પાડવાના કોઈ પણ કાર્યક્રમને—પછી તે હિંસામય હોય કે અહિંસામય—સરકાર ચાલવા દેવાનું ન ઇચ્છે. પણ અહિંસામય કાર્યક્રમની ખૂબી એ છે કે ગમે તેવી પ્રબળ સરકાર પણ તેને રોકી શકતી નથી. ત્યારે ગઈ લડતમાં આપણે કેમ ન ફાવ્યા એ પ્રશ્ન વાચકોને જરૂર થશે. પણ આપણી એ લડત સત્ય અને શુદ્ધ અહિંસાને પાટેથી ઊતરી ગઈ તે જ તેની નિષ્ફળતાનું મોટામાં મોટું કારણ છે. છતાં અત્યારે પણ આપણે આપણું રચનાત્મક કાર્ય કરીને પ્રજાની શક્તિ કેળવી શકીએ છીએ. જ્યારે સામ્યવાદી કાર્યક્રમમાં તો જેમ પ્રજા વધારે કચડાશે, વધારે ચુસાશે, અને વધારે પીડાશે એમ વધારે અકળાશે, અને છેવટે સામી થશે એવી નિયતિ ઉપર આધાર રાખીને બેસવું પડે છે. સત્તા હાથમાં આવે ત્યાં સુધી માત્ર વાતો અને ભાષણો અને યોજનાઓ જ કરવાની રહે છે. જેને 'ઑર્ગેનાઇઝ' કરવું એમ કહેવામાં આવે છે, એ સિવાય બીજો કાર્યક્રમ હોતો નથી.

અને 'ઓર્ગેનાઇઝ' કરવામાં ઉશ્કેરણી સિવાય કશું જ થઈ શકતું નથી. અને તે પણ એવું છૂપી રીતે અથવા બીજી કશીક પ્રવૃત્તિના ઓઠા નીચે કરવાનું હોય છે કે મૂળ પ્રવૃત્તિ ઘણીવાર ભુલાઈ જાય છે અને ગુપ્ત રહેવું એ જ મુખ્ય પ્રવૃત્તિ બની જાય છે.

ગાંધીજીના કાર્યક્રમમાં રાજ્યસત્તા હસ્તગત કર્યા પહેલાં પણ સામાજિક અને આર્થિક રચનાત્મક કાર્ય કરી શકાય છે. લોકો પોતાના જ પુરુષાર્થથી તથા સ્વાવલંબનથી ઘણું કરી શકે એમ છે. કોઈ કુટુંબ અથવા ગામ પોતાની જરૂરિયાતોપૂરતું સ્વાવલંબી થઈ જાય તો અત્યારના મૂડીદારી વેપારઉદ્યોગ મારફત ચાલતી ચૂસમાંથી ઘણે દરજ્જે તે બચી જઈ શકે. ગાંધીજીના ખાદીના તથા ગ્રામઉદ્યોગના કાર્યક્રમમાં એ જ વસ્તુ રહેલી છે. માર્ક્સ કહે છે કે રાજદ્વારી સ્વાતંત્ર્ય ઘણે દરજ્જે આર્થિક સ્વાતંત્ર્ય ઉપર આધાર રાખે છે. આર્થિક સ્વાતંત્ર્યમાંથી જ રાજદ્વારી સ્વાતંત્ર્ય નિષ્પન્ન થાય છે. એ જોતાં તો રાજ્યસત્તા હસ્તગત કરવા કેવળ શરીરબળ ઉપર આધાર રાખવાને બદલે ઉદ્યમ અને સ્વાવલંબનદ્વારા પ્રજાની આર્થિક અને નૈતિક શક્તિ વધારવાનો ગાંધીજીનો કાર્યક્રમ વધારે મહત્ત્વનો ગણાય. તેમના કાર્યક્રમમાં માણસને પોતાની સ્થિતિનું ભાન થાય કે તરત જ તે સુધારવા માટે પોતે પ્રત્યક્ષ કાર્ય કરવા મંડી શકે છે, અને તેમ કરતાં તે પોતાની શક્તિ વધારતો જાય છે. બાળક કે વૃદ્ધ, પુરુષ કે સ્ત્રી, તવંગર કે ગરીબ, શહેરી કે ગ્રામવાસી, ભણેલો કે અભણ સૌ કોઈ કાંઈ ને કાંઈ કરી શકે છે. પ્રજા જેટલી શક્તિ વધારતી જાય તેટલું સ્વરાજ્ય ભોગવતી થતી જાય છે. વળી જ્યારે રાજદ્વારી સ્વરાજ્ય સ્થપાય ત્યારે પણ આ રચનાત્મક પ્રવૃત્તિમાં મળેલી તાલીમને લીધે પોતાના પ્રતિનિધિઓ ઉપર યોગ્ય અંકુશ રાખવાની શક્તિ પ્રજામાં આવી ગઈ હોય છે.

સામ્યવાદીઓનો દાવો એવો છે, અથવા તેઓ એવું ધ્યેય

રાખે છે, કે સમાજનું આખું તંત્ર ભૌગોલિક ધોરણ ઉપર અથવા તો ધંધાના ધોરણ ઉપર રચાયેલાં નાનાંનાનાં સ્વસત્તાક મંડળો; જેને રશિયામાં સોવિયેટ કહે છે તે દ્વારા ચાલે. પરંતુ, એ ધ્યેયની સિદ્ધિ માટેનાં સાધન તરીકે તો અતિશય કેન્દ્રીભૂત સત્તાવાળું અને મનુષ્યજીવનના પ્રત્યેક અંગ ઉપર અંકુશ ધરાવતું એવું એક જબરદસ્ત મધ્યવર્તી તંત્ર તેણે ઊભું કર્યું છે. આજે રશિયામાં દરેક માણસે શું કરવું, શું ખાવું, છોકરાંને કેવી કેળવણી આપવી, પોતે કેવા વિચારો બાંધવા એ બધું ગોઠવવાનું કામ સોવિયેટ સરકારે હાથમાં લીધું છે. છાપાં ઉપર, પુસ્તકો ઉપર, મંડળો ઉપર રશિયામાં સરકારનો જેટલો અંકુશ છે તેટલો ભાગ્યે જ બીજા કોઈ દેશમાં હશે. સામ્યવાદી ઉપદેશકો અને પ્રચારકો સિવાયના બીજા કોઈ ઉપદેશકો કે પ્રચારકો ત્યાં પોતાનું કામ કરી શકતા નથી. આવી પરિસ્થિતિમાં નાનાંનાનાં મંડળો સ્વસત્તાક રહી શકે? આપણે સાધ્ય ગમે તે નક્કી કરીએ, પણ તેનું ઘડતર તો પસંદ કરવામાં આવેલાં સાધનોને અનુસરીને જ થાય છે. જબરદસ્ત મધ્યવર્તી સામ્યવાદી તંત્રમાંથી નાનાં સ્વસત્તાક ગ્રામમંડળો બીજો વિપ્લવ થયા વિના હસ્તીમાં આવી શકે એવો સંભવ જણાતો નથી.

ગાંધીજીના કાર્યક્રમમાં નાનાં અને મોટે ભાગે સ્વસત્તાક એવાં ગ્રામમંડળો ઉપર પહેલેથી જ ભાર મૂકવામાં આવે છે. રાજદ્વારી પ્રવૃત્તિમાં પડ્યા પહેલાં પણ આ ગ્રામમંડળો ઘણી બાબતમાં સ્વાવલંબી અને તેથી સ્વતંત્ર થઈ શકે. એ વસ્તુ આપણા લોકોની ગળથૂથીમાં રહેલી છે. આપણા દેશમાં પ્રજાની પ્રાણશક્તિ વિલાયતમાં જેને 'સ્ટેટ' કહે છે અને આપણા દેશની આજની ભાષામાં જેને 'સરકાર' કહેવામાં આવે છે તેમાં કદી રહેલી નહોતી. રાજદ્વારી બાબતમાં આપણે ઘણાં વર્ષોથી પરાધીન છીએ, અને આપણે માથે અનેક સરકારો આવી છે અને ગઈ છે, છતાં

આપણી પ્રજાએ પોતાની સામાજિક સ્વતંત્રતા સાચવી રાખી હતી. આ અંગ્રેજ સરકારે જ આપણી એ પ્રાણશક્તિ, આપણી એ સ્વતંત્રતા ઉપર પ્રહાર કર્યો છે. પ્રજાની એ ધવાયેલી પ્રાણશક્તિમાં નવજીવનનો સંચાર કરી ગાંધીજી સાચું પ્રજાસ્વાતંત્ર્ય સિદ્ધ કરવા ઇચ્છે છે.

આપણી જરૂરિયાતની તમામ વસ્તુઓનું ઉત્પાદન બને તેટલું યંત્રો અને કારખાનાં મારફત કરવું એ સામ્યવાદી કાર્યક્રમનું એક મહત્ત્વનું અંગ છે. અત્યારની મૂડીશાહીમાં એક નાનો વર્ગ ઉત્પત્તિનાં સાધનોનો કબજો કરી બેઠો છે અને એ વર્ગ સમાજને ઉપયોગી વસ્તુઓ પૂરી પાડવાની નેમથી નહિ, પણ નફો કરવાની દૃષ્ટિથી પોતાનાં કારખાનાં ચલાવે છે. યંત્રોની જેમજેમ નવી શોધો થતી જાય છે, તેમતેમ બેકારી વધતી જાય છે. વળી એ બધાં યંત્રો જેમને કબજે છે એ વર્ગ પોતાના કબજાના જોરે ગરીબ વર્ગને ચૂસે છે, તેથી ગરીબાઈ અને ભૂખમરો પણ વધતો જાય છે. સામ્યવાદીઓનું કહેવું એ છે કે આ યંત્રો અને કારખાનાં એ જાતે કાંઈ ખરાબ વસ્તુ નથી. તેનો દુરુપયોગ, તેની માલકીદ્વારા થતું આમવર્ગનું શોષણ, એ અત્યારની ગરીબાઈ, બેકારી તથા ભૂખમરાનું તો કારણ છે. ઉત્પત્તિનાં તમામ સાધનો જો આખા સમાજની માલકીનાં કરી નાખવામાં આવે, તો તેમાંથી નફાનું તત્ત્વ નાબૂદ થઈ જાય અને સમાજની જરૂરિયાત પૂરી પાડવાનું તત્ત્વ જ રહે. પછી તમામ ઉત્પાદન નિયંત્રિત થઈ શકે એટલે કે સમાજને જોઈતી હોય તેટલી જ વસ્તુઓ ઉત્પન્ન કરવામાં આવે. અત્યારે ખાનગી ઉત્પાદકો વચ્ચે જે હરીફાઈ ચાલે છે તે હરીફાઈ પછી રહે જ નહિ. વળી સમાજમાં દરેકને તેની શક્તિ પ્રમાણે કામ આપવાની તથા તેની જરૂરિયાતો જેટલું મેળવી આપવાની

વ્યવસ્થા પણ સમાજ તરફથી જ થાય. એટલે બેકારી તો હોય જ નહિ. જે કામ કરવા તૈયાર હોય તેને ખાવાનું મળી જ રહે. વળી યંત્રો અને વરાળ તથા વીજળી જેવી ભૌતિક શક્તિઓદ્વારા કામ લેવાને લીધે માનવજાત ઉપરથી શ્રમનો એક મોટો બોજો ઊતરી જાય, અને ઉત્પાદન ઝડપથી થાય એટલે લોકોને ઓછા કલાક કામ કરવું પડે. દરેકને પુષ્કળ નવરાશ મળે, જેનો ઉપયોગ તે પોતાની સંસ્કારિતા વધારવામાં તથા શોધનાં કામ કરવામાં કરી શકે. આ કાર્યક્રમ પ્રમાણે આખા રશિયાને કારખાનાં-મય કરી નાખવાની—ખેતી સુદ્ધાં યંત્રોદ્વારા કરવાની—જબરદસ્ત પ્રવૃત્તિ અત્યારે ચાલી રહી છે, જેને પરિણામે ત્યાં એક નવી જ સંસ્કૃતિ નિર્માણ થઈ રહી છે.

ગાંધીજી યંત્રના દુશ્મન તો નથી જ. તેમનો વાંધો યંત્રો સામે નહિ પણ યંત્રોની ઘેલછા સામે છે. વૈજ્ઞાનિક અને યાંત્રિક સંશોધનો એ ખાનગી લાભ અને નફાનાં સાધન ન હોવાં જોઈએ. શ્રમનો બચાવ અમુક વર્ગ માટે નહિ પણ આખી માનવજાતિને માટે થવો જોઈએ, એ બાબતમાં સામ્ય-વાદીઓ અને તેઓ મળતા થાય છે. પરંતુ ગાંધીજી અતિશય ખર્ચાળ અને મોટા પાયા ઉપર જ ચાલી શકે એવાં યંત્રો ઉપર મર્યાદા મૂકવા માગે છે. યંત્રનો વિચાર કરતી વખતે ઉત્પાદનનો નહિ પણ માણસનો વિચાર પ્રધાન હોવો જોઈએ, એ તેમનું કહેવું છે. વપરાશને અભાવે માણસનાં અંગો જૂઠાં પડી જાય, એવાં યંત્રો સામે તેમનો વિરોધ છે. જે યંત્રો માણસ તથા તેણે કામ માટે પાળેલાં પશુઓને કામવિનાનાં અને પરિણામે ગુજરાનનાં સાધનો વિનાનાં બનાવી મૂકે એવાં હોય તેમને તેઓ અનિષ્ટ ગણે છે. પરંતુ જે યંત્રો માણસને કે તેણે પાળેલાં પશુ-ઓનો ગજાઉપરવટનો શ્રમ ઓછો કરવાની દૃષ્ટિએ અથવા તેમનો

આપણી પ્રજાએ પોતાની સામાજિક સ્વતંત્રતા સાચવી રાખી હતી. આ અંગ્રેજ સરકારે જ આપણી એ પ્રાણશક્તિ, આપણી એ સ્વતંત્રતા ઉપર પ્રહાર કર્યો છે. પ્રજાની એ ઘવાયેલી પ્રાણશક્તિમાં નવજીવનનો સંચાર કરી ગાંધીજી સાચું પ્રજાસ્વાતંત્ર્ય સિદ્ધ કરવા ઇચ્છે છે.

આપણી જરૂરિયાતની તમામ વસ્તુઓનું ઉત્પાદન બને તેટલું યંત્રો અને કારખાનાં મારફત કરવું એ સામ્યવાદી કાર્યક્રમનું એક મહત્ત્વનું અંગ છે. અત્યારની મૂડીશાહીમાં એક નાનો વર્ગ ઉત્પત્તિનાં સાધનોનો કબજો કરી બેઠો છે અને એ વર્ગ સમાજને ઉપયોગી વસ્તુઓ પૂરી પાડવાની નેમથી નહિ, પણ નફો કરવાની દૃષ્ટિથી પોતાનાં કારખાનાં ચલાવે છે. યંત્રોની જેમજેમ નવી શોધો થતી જાય છે, તેમતેમ બેકારી વધતી જાય છે. વળી એ બધાં યંત્રો જેમને કબજે છે એ વર્ગ પોતાના કબજાના જોરે ગરીબ વર્ગને ચૂસે છે, તેથી ગરીબાઈ અને ભૂખમરો પણ વધતો જાય છે. સામ્યવાદીઓનું કહેવું એ છે કે આ યંત્રો અને કારખાનાં એ જાતે કાંઈ ખરાબ વસ્તુ નથી. તેનો દુરુપયોગ, તેની માલકીદ્વારા થતું આમવર્ગનું શોષણ, એ અત્યારની ગરીબાઈ, બેકારી તથા ભૂખમરાનું તો કારણ છે. ઉત્પત્તિનાં તમામ સાધનો જો આખા સમાજની માલકીનાં કરી નાખવામાં આવે, તો તેમાંથી નફાનું તત્ત્વ નાબૂદ થઈ જાય અને સમાજની જરૂરિયાત પૂરી પાડવાનું તત્ત્વ જ રહે. પછી તમામ ઉત્પાદન નિયંત્રિત થઈ શકે એટલે કે સમાજને જોઈતી હોય તેટલી જ વસ્તુઓ ઉત્પન્ન કરવામાં આવે. અત્યારે ખાનગી ઉત્પાદકો વચ્ચે જે હરીફાઈ ચાલે છે તે હરીફાઈ પછી રહે જ નહિ. વળી સમાજમાં દરેકને તેની શક્તિ પ્રમાણે કામ આપવાની તથા તેની જરૂરિયાતો જેટલું મેળવી આપવાની

વ્યવસ્થા પણ સમાજ તરફથી જ થાય. એટલે બેકારી તો હોય જ નહિ. જે કામ કરવા તૈયાર હોય તેને ખાવાનું મળી જ રહે. વળી યંત્રો અને વરાળ તથા વીજળી જેવી ભૌતિક શકિતઓદ્વારા કામ લેવાને લીધે માનવજાત ઉપરથી શ્રમનો એક મોટો બોજો ઊતરી જાય, અને ઉત્પાદન ઝડપથી થાય એટલે લોકોને ઓછા કલાક કામ કરવું પડે. દરેકને પુષ્કળ નવરાશ મળે, જેનો ઉપયોગ તે પોતાની સંસ્કારિતા વધારવામાં તથા શોખનાં કામ કરવામાં કરી શકે. આ કાર્યક્રમ પ્રમાણે આખા રશિયાને કારખાનાં-મય કરી નાખવાની—ખેતી સુદ્ધાં યંત્રોદ્વારા કરવાની—જબરદસ્ત પ્રવૃત્તિ અત્યારે ચાલી રહી છે, જેને પરિણામે ત્યાં એક નવી જ સંસ્કૃતિ નિર્માણ થઈ રહી છે.

ગાંધીજી યંત્રના દુશ્મન તો નથી જ. તેમનો વાંધો યંત્રો સામે નહિ પણ યંત્રોની ઘેલછા સામે છે. વૈજ્ઞાનિક અને યાંત્રિક સંશોધનો એ ખાનગી લોભ અને નફાનાં સાધન ન હોવાં જોઈએ. શ્રમનો બચાવ અમુક વર્ગ માટે નહિ પણ આખી માનવજાતિને માટે થવો જોઈએ, એ બાબતમાં સામ્ય-વાદીઓ અને તેઓ મળતા થાય છે. પરંતુ ગાંધીજી અતિશય ખર્ચાળ અને મોટા પાયા ઉપર જ ચાલી શકે એવાં યંત્રો ઉપર મર્યાદા મૂકવા માગે છે. યંત્રનો વિચાર કરતી વખતે ઉત્પાદનનો નહિ પણ માણસનો વિચાર પ્રધાન હોવો જોઈએ, એ તેમનું કહેવું છે. વપરાશને અભાવે માણસનાં અંગો જૂઠાં પડી જાય, એવાં યંત્રો સામે તેમનો વિરોધ છે. જે યંત્રો માણસ તથા તેણે કામ માટે પાળેલાં પશુઓને કામવિનાનાં અને પરિણામે ગુજરાનનાં સાધનો વિનાનાં બનાવી મૂકે એવાં હોય તેમને તેઓ અનિષ્ટ ગણે છે. પરંતુ જે યંત્રો માણસને કે તેણે પાળેલાં પશુ-ઓનો ગજાઉપરવટનો શ્રમ ઓછો કરવાની દૃષ્ટિએ અથવા તેમનો

સમય બચાવવાની દૃષ્ટિએ જ યોજાયાં હોય તેને તેઓ સામાન્યપણે ઇષ્ટ ગણે છે. આવાં યંત્રો બનાવવા માટે મોટાં કારખાનાંની જરૂર પડે તો એવાં કારખાનાં ભલે હોય, પણ તેના ઉપર આખા સમાજની માલકી હોવી જોઈએ. યંત્ર વિષે ગાંધીજીના વિચારોનો આ સાર કહી શકાય. પરંતુ મુદ્દાની વાત તો એ છે કે આપણા દેશની અત્યારની પરિસ્થિતિમાં દેશને યંત્રમય અને કારખાનાંમય કરી નાખવાનો પ્રશ્ન વ્યવહારના ક્ષેત્રની બહારનો છે. અત્યારે તો આપણે જેટલાં યંત્રો આપણા દેશમાં દાખલ કરીએ એટલા વધારે ચુસાઈએ અને વધારે પરાધીન બનીએ એવી પરિસ્થિતિ છે. વળી રશિયામાં જબરદસ્તીથી યંત્રો દાખલ કરવાની જેવી પ્રવૃત્તિ ચાલી રહી છે તેવી પ્રવૃત્તિ આપણી પાસે સત્તા હોય તોપણ ગાંધીજીની કાર્યપદ્ધતિ અને સર્વોદયના સિદ્ધાન્તોને અનિષ્ટ છે. ગાંધીજી તો એમ જ કહે છે કે ખેતી તેમજ બીજા ઉદ્યોગધંધામાં માણસના હાથપગનો ઉપયોગ જ્યાં સુધી થઈ શકે તેમ હોય ત્યાં સુધી યંત્રો દાખલ ન કરવાં. ફરજિયાત અર્ધબેકારી એ આપણા દેશનો વિકટમાં વિકટ કોયડો છે. યંત્રોના આક્રમણને લીધે માણસની સાથે તેણે પાળેલાં પશુઓ પણ બેકાર પડવા લાગ્યાં છે. એટલે જ્યાં સુધી અપાર માનવશક્તિ અને પશુશક્તિ આપણા દેશમાં કામવિનાની પડી રહી છે ત્યાં સુધી ભૌતિક શક્તિ દાખલ કરી યંત્રો ચલાવવાનો વિચાર આપણે માટે બેહૂદો છે. આ ઉપરાંત માણસ જાતમહેનત કરે તો તેથી તેનું કલાકૌશલ્ય વધે, બૌદ્ધિક વિકાસ વિશેષ થાય, અને કામમાંથી આનંદ અને સમાધાન વધારે મળે, એ વસ્તુ તો છે જ. એટલે મર્યાદિત ક્ષેત્રમાં યંત્રોનો સ્વીકાર કરી લઈને ગાંધીજીનો ઝોક તો નાનાનાના ગૃહઉદ્યોગો અને ગ્રામઉદ્યોગો ઉપર જ રહે છે. વિજ્ઞાન તથા યંત્રવિદ્યામાં આજે જે પ્રગતિ થઈ છે તેનો લાભ આપણા ગૃહ-

ઉદ્યોગો તથા ગ્રામઉદ્યોગોનાં સાધન સુધારવામાં લેવાય તેટલો તો લેવો જ જોઈએ.

જૂના અર્થશાસ્ત્રીઓની માફક સામ્યવાદીઓ પણ માને છે કે જરૂરિયાતો અને સુખસગવડનાં સાધનો વધાર્યે જવાં એ સંસ્કૃતિનું એક લક્ષણ છે. જોકે આ બાબતમાં સામ્યવાદીઓની વિશેષતા એ છે કે એ સાધનો મનુષ્યમાત્રને ઉપલબ્ધ હોય એવી અર્થવ્યવસ્થા તેઓ કરવા ધારે છે. પરંતુ લોકો આગળ સુખ-સગવડો વધાર્યે જ જવાનું ધ્યેય રાખવામાં આવે તો તેનો આરો ક્યાં આવશે અને ક્યારે સંતોષ કે તૃપ્તિ થશે, એ નક્કી કરવું બહુ મુશ્કેલ છે. દુન્યવી સુખસગવડો એ જ કાંઈ માનવપુરુષાર્થનું અંતિમ ધ્યેય નથી.

સર્વોદયનો કાર્યક્રમ યંત્રોની માફક જરૂરિયાતોની પણ મર્યાદા આંકવાનું કહે છે. જીવન કષ્ટમય ન હોવું જોઈએ અને તે માટે અમુક હદ સુધી જરૂરિયાતો વધારવી જ જોઈએ. ઉદાહરણાર્થે, અત્યારે આપણા દેશમાં રહેણીનું જે ધોરણ છે તે ધોરણ તો ઠીક ઊંચું કરવું જ જોઈએ. પણ જરૂરિયાતો અમર્યાદ વધાર્યે જ જવી અને તે માટે ઉત્પાદનની પાછળ મંડયા જ રહેવું, એ ગાંધીજીને ઇષ્ટ નથી. આપણે જીવન બને તેટલું સાદું—સાદું એટલે કષ્ટમય નહિ—કરી નાખીએ તો અત્યારનાં ઘણાંખરાં અનિષ્ટોમાંથી સહેજે બચી જવાય તેમ છે. ગાંધીજીના સ્વદેશીધર્મનું વિવરણ અહીં કરવાની જરૂર નથી. ગ્રામઉદ્યોગ અને સાદું જીવન એ તેનાં મહત્ત્વનાં લક્ષણ છે. એ ધર્મના પાલનથી અત્યારે જે આયાત-નિકાસના વેપારની મોટે ભાગે અનાવશ્યક અને નિરર્થક વૃદ્ધિ થઈ છે, તથા જે વેપારે દેશદેશ વચ્ચે લડાઈનું સ્વરૂપ પકડ્યું છે, તે વેપાર—એટલે કે ઝઘડાનું મોટું કારણ—દુનિયામાંથી આપોઆપ નાબૂદ થઈ જાય છે.

હવે આપણે ખાનગી માલકીહકનો વિચાર કરી લઈશું. અત્યારે સામ્યવાદીઓ ઉત્પત્તિનાં મુખ્ય સાધનો જેવાં કે જમીન, ખાણો, જંગલો, કારખાનાં એ સમાજની માલકીનાં કરી જ રહ્યા છે. પણ તે સિવાયના બીજા ખાનગી માલકીહકો પણ તેઓ નાબૂદ કરવા ઇચ્છે છે. કારણ ખાનગી માલકીહકને બળે જ માણસ બીજા ઉપર સત્તા ચલાવી શકે છે તથા બીજાની મજૂરીનો ગેરલાભ લઈ શકે છે. માણસ પાસે ઘણી માલમિલકત હોય તો પોતાને વાપરવા જેટલી રાખી બીજા ઉપરથી તેણે માલકીહક છોડી દેવો જોઈએ. માણસ પાસે ઘણાં ઘર હોય તો વાપરવાજોગ ઘર જ તે રાખી શકે. બીજાં ઘર ભાડે ન આપી શકે. તેનો કબજો પણ તેણે છોડી દેવો જોઈએ. વળી જે વાપરવા માટે રાખે તેના ઉપર પણ વાપરવા પૂરતો જ તેનો અધિકાર હોય. તે બીજાને જીવતાં બક્ષિસ કે મરી ગયા પછી વારસામાં ન આપી શકે. આ બધું રાજ્યસત્તા દ્વારા કરવામાં આવે.

ગાંધીજી ખાનગી માલકીહકને નાબૂદ કરવાનું નથી કહેતા, પણ તેના ઉપર મર્યાદા જરૂર મૂકવા ઇચ્છે છે. પોતાની પાસે જે મિલકત હોય તેનો માલિક સમાજ તરફથી ટ્રસ્ટી બને એમ તેઓ કહે છે. એટલે માલકીના હકની સાથે તેના ઉપર માલકીની જવાબદારી પણ આવે છે. તત્ત્વતઃ બે કાર્યક્રમમાં ફેર એટલો જ રહે છે કે સામ્યવાદીઓ જે મિલકતને સમાજની માલકીની બનાવી દે, તેનો વહીવટદાર સરકાર તરફથી નીમે, ત્યારે ગાંધીજીના કાર્યક્રમમાં સમાજના હિતને અર્થે મિલકતનો ઉપયોગ કરવા માલિક પોતે જ પોતાને ટ્રસ્ટી અથવા વહીવટદાર નીમે. સામ્યવાદી કાર્યક્રમમાં વહીવટદાર પોતાની ફરજ બરાબર બજાવે છે કે નહિ તે સરકાર જુએ, ત્યારે ગાંધીજીના કાર્યક્રમમાં માલિક–ટ્રસ્ટી જો બરાબર ફરજ ન બજાવે તો સમાજે તેની સામે સત્યાગ્રહ

કરવો પડે. ગાંધીજીના કાર્યક્રમમાં સત્તા લોકોની પાસે રહે છે અને પોતાની શક્તિ પ્રમાણે તેનો તે અમલ કરી શકે છે. સામ્યવાદી કાર્યક્રમમાં લોકોના પ્રતિનિધિ હોવાનો દાવો કરતી સરકારના હાથમાં એ સત્તા રહે છે.

એક બીજી દૃષ્ટિએ જોઈએ તો ગાંધીજીનો કાર્યક્રમ સામ્યવાદી કાર્યક્રમ કરતાં સારો લાગે છે. ઉત્પત્તિનાં તમામ સાધનો સમાજની માલકીનાં થઈ જાય એટલે તેની વ્યવસ્થા ચૂંટાયેલાં મંડળો કે માણસો દ્વારા થાય, બીજા બધા લોકોને તો પોતાને સોંપવામાં આવેલું કામ અથવા મજૂરી તેમની સૂચના પ્રમાણે કરવાની રહે. સામ્યવાદી સિદ્ધાંતો પ્રમાણે કોઈ ગામની તમામ ખેતી સહિયારી કરી નાખવામાં આવી હોય તેનો આપણે વિચાર કરીએ. એ ખેતીની વ્યવસ્થા આખું ગામ એકઠું મળીને તો ન કરી શકે એટલે તેમણે તે માટે કોઈ મંડળ નીમવું પડે. જમીન ક્યારે ખેડવી, તેમાં કેટલું ખાતર પૂરવું; તેમાં કયા કયા પાક વાવવા, ક્યારે ક્યારે નીંદવું, ગોડવું વગેરે એ મંડળ નક્કી કરે. જો પાણી પાવાનું હોય તોપણ ક્યારે પાણી પાવું એ પેલું મંડળ વિચારી લે. એટલે બીજાઓને તો ખાસ કશું વિચારવાનું જ ન રહે. ગાંધીજીના કાર્યક્રમમાં દરેક કામ કરનાર કુટુંબ પાસે ઉત્પત્તિનાં સાધનો મોટે ભાગે પોતાની માલકીનાં જ હોય છે. એટલે ખેતી કરવાની હોય તો તેની બધી વિગતો અને બીજો ઉદ્યોગ કરવો હોય તો તેની બધી વિગતો—કાચો માલ ક્યાંથી લાવવો, ક્યારે ખરીદવો, તેમાંથી શું શું બનાવવું, ક્યાં વેચવું એ બધું તેને વિચારવાનું રહે છે, અને એ બધાંમાં નફાનુકસાનની જવાબદારી પણ તેની જ રહે છે. આ રીતે કામ કરવાથી જે જવાબદારી અને ચોકસાઈનું ભાન રહે છે, જે વિચારશક્તિ કેળવાય છે, વિવિધ વિષયોનું જે સામાન્ય જ્ઞાન મળી રહે છે, તે સોંપેલું કામ

નિશ્ચિત સમયે કરનાર મજૂરમાં નથી આવતાં. કામ દ્વારા જે કેળવણી મળી રહે અને જીવનનો વિકાસ થાય એ માણસ કેવળ મજૂર બની જાય ત્યારે નથી થઈ શકતું.

આની સામે સામ્યવાદીઓ એ દલીલ જરૂર કરી શકે છે કે ગાંધીજીના કાર્યક્રમમાં દરેક માણસને વધારે કલાક કામ કરવું પડશે, જ્યારે અમારા કાર્યક્રમમાં યંત્રો અને ભૌતિક શક્તિની મદદ હશે એટલે સમાજની જરૂરિયાત જેટલી વસ્તુઓ થોડા કલાકના કામમાંથી ઉત્પન્ન કરી શકાશે, અને બધા લોકોને નવરાશ વધારે મળશે તેનો ઉપયોગ તેઓ જીવનના વિકાસ માટેની પ્રવૃત્તિઓ કરવામાં કરશે. પણ નવરાશનો સદુપયોગ કરવો એ ધારવામાં આવે છે એટલી સહેલી વસ્તુ નથી. આપણા સુશિક્ષિત ગણાતા માણસો પોતાને મળતી નવરાશનો કેવો ઉપયોગ કરે છે તે જો બરાબર તપાસવામાં આવે, તો નવરાશમાંથી જીવનના વિકાસની શક્યતા કેટલી ઓછી છે તેનો ખ્યાલ આવે.

ગાંધીજી માલકીહક નાબૂદ કરવાનું કહેતા નથી, છતાં તેમની આખી અર્થવ્યવસ્થા જ એવી છે કે માલિકોને માટે ચૂસવાનું ક્ષેત્ર જ નથી રહેતું. ગૃહઉદ્યોગ અને ગ્રામઉદ્યોગ દ્વારા ચાલતા ઉત્પાદનમાં મૂડી અને મજૂરીના ઝઘડાને માટે પણ અવકાશ રહેતો નથી.

કારખાનાંના જીવનમાં—ભલે એ કારખાનાં સમાજની માલિકીનાં હોય—તથા જીવનના પ્રત્યેક અંગ ઉપર અંકુશ ચલાવનારા કેન્દ્રીભૂત સત્તાવાળા રાજ્યતંત્રમાં કુટુંબસંસ્થા તૂટી જશે, એવો એક ભય રહે છે. સામ્યવાદીઓ કહે છે કે અમે કુટુંબસંસ્થા તોડી નાખવાનું ઇચ્છતા નથી, પણ અમારી અર્થવ્યવસ્થામાં કુટુંબસંસ્થા ટકી શકશે નહિ એમ અમને લાગે છે ખરું. અને તેનું અમને દુઃખ પણ નથી. પુરુષ અને સ્ત્રી બન્ને કારખાનાંમાં અથવા ખેતરમાં કામ

કરવા જાય, બન્નેને પોતાના સોવિયેટ તરફથી ખાવાનું મળે અને બાળકોની કેળવણીની વ્યવસ્થા પણ સોવિયેટ ઉપાડી લે, માંદગી માટે, ઘડપણ માટે અથવા નાની ઉંમરનાં બાળકો માટે પણ કશી માલમિલકત સંઘરવાની હોય નહિ, કારણ તે બધાંની જવાબદારી સરકારને માથે હોય—પછી કુટુંબસંસ્થાને ટકવાનું પ્રયોજન બહુ ઓછું રહે છે. અત્યારે રશિયામાં લગ્ન તથા છૂટાછેડા કેવળ તે ખાતાની ઑફિસમાં જઈ સ્ત્રી તથા પુરુષે પોતાની એ મુજબની મરજી જણાવવાથી થઈ શકે છે. લગ્નમાં જોડાયા સિવાયના સ્ત્રી-પુરુષસંબંધો બીજા દેશોમાં ગેરઆબરૂ અથવા કલંકરૂપ ગણાય છે એવું પણ ત્યાં નથી. છતાં તેથી ત્યાં દુરાચાર ચાલે છે એમ માનવાનું કશું જ કારણ નથી. દુનિયાના દરેક મોટા શહેરમાં મોટા મોટા વેશ્યાવાડા તે તે શહેરને કલંકિત કરે છે, ત્યારે આજે મૉસ્કોમાંથી એ વસ્તુ તદ્દન નાબૂદ થઈ ગઈ છે, અને એ ધંધો કરતી સ્ત્રીઓને ખાસ તાલીમ આપી કામે લગાડવામાં આવે છે.

ગાંધીજીના કાર્યક્રમમાં કુટુંબસંસ્થાના મહત્ત્વ ઉપર ખાસ ભાર મૂકવામાં આવે છે. કુટુંબસંસ્થાનો સૌથી મહત્ત્વનો ઉદ્દેશ બાળકોની કેળવણી એ છે. પોતે જન્મ આપેલ બાળકોને સ્ત્રી તથા પુરુષ બન્ને સાથે મળીને સારી રીતે કેળવે તેમાં જ કુટુંબની સાર્થકતા છે. બાળકોના સર્વાંગી વિકાસ માટે પ્રેમના વાતાવરણની બહુ જ આવશ્યકતા છે. તદ્દન નાનાં બાળકોને કેળવવા માટે ‘નર્સરી’ કાઢવામાં આવે તથા તેથી થોડાક મોટી ઉંમરનાં બાળકો માટે બાળછાત્રાલયો કાઢવામાં આવે, પરંતુ તે કદી કુટુંબની ગરજ ન સારી શકે. ગમે તેટલું શાસ્ત્રીય જ્ઞાન ધરાવનારા શિક્ષકો માતાનું સ્થાન લઈ શકે નહિ કુટુંબમાં બાળકોને માતાપિતાના પ્રેમની જે શીળી છાયા મળે અને માતપિતાની કાળજી નીચે તેઓ જેટલી સારી રીતે ઊછરી શકે તેવી શીળી છાયા અને કાળજી ‘નર્સરી’

તથા બાળછાત્રાલયમાં લાવવાં લગભગ અશક્ય છે. આજનાં આપણાં કુટુંબોમાં આવું વાતાવરણ નથી જોવામાં આવતું તો આપણે તે સુધારીએ, પણ આટલાં વર્ષના સામાજિક પુરુષાર્થ પછી કુટુંબસંસ્થાનો જે વિકાસ થયો છે તેને તૂટી જવા દેવી અથવા તે તૂટી જાય એવી રચના ઊભી કરવી તેથી દુનિયાને નુકસાન જ છે. જે સામાજિક સદ્ગુણોનો વિકાસ કુટુંબમાં થવો શક્ય છે તે 'નર્સરી'માં અને બાળછાત્રાલયમાં નહિ થઈ શકે.

બન્ને કાર્યક્રમોની સરખામણીનો સાર કાઢીએ તો જણાય છે કે સામ્યવાદી કાર્યક્રમ કાંઈક વિશેષ નિશ્ચિત સ્વરૂપનો છે, કારણ તેની યોજના બધી લશ્કરી ઢબે ગોઠવી દીધેલી છે. તેઓ લશ્કર તથા પોલીસ મારફત તેમજ સરકારી અંકુશવાળાં પ્રેસ, રેડિયો, સિનેમા વગેરે પ્રચારનાં સાધનો દ્વારા નવીન સમાજરચના ઊભી કરવા માગે છે. બાહ્ય દબાણ ઉપર તેમાં વિશેષ આધાર રહે છે. અને તેથી તેમાં બાહ્ય પરિવર્તન જલદી થાય છે. ગાંધીજીની પ્રવૃત્તિ આંતરિક પરિવર્તન કરવાની છે. તેમના કાર્યક્રમમાં બાહ્ય દબાણને માટે અવકાશ નથી. લોકોને નવી ઢબે વિચાર કરતા કરી મૂકવા એ તેમના કાર્યક્રમનું મુખ્ય અંગ છે. તેમની અપીલ કેવળ મજૂરવર્ગને, ખેડૂતવર્ગને અથવા દલિતવર્ગને જ નથી પણ ધનિકો અને માલિકોને પણ છે. ધનિકો અને માલિકોનું તેઓ નિકંદન નથી ઇચ્છતા, પણ તેમનું હૃદયપરિવર્તન કરી તેમને અન્યાય અને જુલમ કરતા રોકે છે. વળી તેમના કાર્યક્રમ પ્રમાણે આખી અર્થરચના જ આપોઆપ એવી ગોઠવાય છે કે તેમાં અન્યાય અને જુલમ માટે અવકાશ રહેતો નથી. તેમાં સત્તાની અને ધનની પ્રતિષ્ઠાને બદલે સેવા અને જાતમહેનતની પ્રતિષ્ઠાની સ્થાપના થાય છે. આ બધા ફેરફારો આંતરિક હોઈ જેટલું મૂલ્ય-પરિવર્તન ગાંધીજીના કાર્યક્રમમાં થાય છે તેટલું મૂલ્યપરિવર્તન

સામ્યવાદી કાર્યક્રમમાં નથી થતું. સામ્યવાદી કાર્યક્રમમાં લશ્કરી બળ, મોટા પાયા ઉપર ઉત્પાદન, યંત્રોની ઘેલછા, જરૂરિયાતોની અમર્યાદ વૃદ્ધિ, એ બધી વસ્તુઓ જૂની અર્થરચના પૈકીની જ રહે છે, જ્યારે અહિંસા તથા સ્વદેશીધર્મ દ્વારા ગાંધીજી એક તદ્દન જ નવું દર્શન નિર્માણ કરે છે. તેમાં બાહ્ય દબાણ ન હોવાથી તેમની કલ્પના પ્રમાણેની રચના વધારે ચિરસ્થાયી તથા સુખશાન્તિમય થવાનો સંભવ છે. તેમાં કોઈ પ્રત્યે દ્વેષ કે ઈર્ષા ન હોઈ એક પક્ષના કે વર્ગના કલ્યાણનો તે કાર્યક્રમ નથી, પણ સૌના કલ્યાણનો તે કાર્યક્રમ છે. તેથી જ ગાંધીજીએ તેને સર્વોદય નામ આપ્યું છે તે સાર્થક છે.

# ગાંધીજીનું અર્થકારણ

ગાંધીજીની પદ્ધતિ આખા જીવનનો સમગ્ર રીતે વિચાર કરવાની છે. રાજકારણ, સમાજકારણ, અર્થકારણ, ધર્મકારણ એમ વિવિધ શાસ્ત્રોનો વિચાર તેઓ એકબીજાથી અલગ-અલગ શાસ્ત્રો તરીકે ન કરતાં, આખા જીવનની દૃષ્ટિએ કરે છે. ધર્મ અને નીતિને તેઓ સમાજનો પાયો ગણે છે. અને કોઈ પણ પ્રશ્ન કે કોઈ પણ શાસ્ત્રના સિદ્ધાન્તનો વિચાર કરવામાં ધર્મ અથવા નીતિનો એટલે કે સમસ્ત માનવજાતિના આત્યંતિક કલ્યાણનો વિચાર સદા નજર આગળ હોવો જોઈએ, એવો તેમનો આગ્રહ છે. અત્યારનું પ્રચલિત અર્થશાસ્ત્ર ધર્મ અને નીતિથી અલગ પાડી નાંખવામાં આવેલું હોઈ અનર્થશાસ્ત્ર થઈ પડ્યું છે.

તેનો ઉદ્ભવ યંત્રોની શોધ, મોટાં કારખાનાંની ઉત્પત્તિ અને જબરદસ્ત મૂડીદારવર્ગના ઉદયની સાથે થયેલો છે. તેથી તેના વિચારમાં કારખાનાંને, મૂડીને, આંતરરાષ્ટ્રીય વેપારને અને નાણાં-વ્યવહારને બહુ વધારે મહત્ત્વ અપાયું છે. પરંતુ તેમ કરવા જતાં તેની દૃષ્ટિ માનવજાતિનાં સુખ અને કલ્યાણ ઉપરથી ખસી

જઈ સંપત્તિ અથવા તો ધનના ઉત્પાદન ઉપર ચોંટી ગઈ છે. ઉત્પાદનનો વિચાર પણ લોકોની સાચી જરૂરિયાતો પૂરી પાડી તેમની સગવડ સાધવાના હેતુથી નહિ, પણ ઉત્પાદકને વધારે નફો કેવી રીતે થાય એ હેતુથી કરવામાં આવે છે. જાતજાતની વસ્તુઓ મોટા જથામાં તૈયાર કરવામાં આવે, તે તૈયાર કરવા માટે કુદરતનો ધનભંડાર વધારેમાં વધારે લૂંટી લેવાય,—દાખલા તરીકે, પૃથ્વીના પેટમાંથી વધારેમાં વધારે કોલસા કાઢી લેવાય, તેનાં આંતરડાંમાંથી વધારેમાં વધારે તેલ ખેંચી કઢાય, જમીનમાંથી વધારેમાં વધારે રસકસ ઝટઝટ ખેંચી લઈ ખૂબ સારા પાક ઉતારી શકાય, એ બધું પ્રગતિની નિશાની ગણાય છે. લોકો પોતાની જરૂરિયાતો વધારતા જ જાય, એ સુધારાનું મુખ્ય લક્ષણ ગણાય છે. કારણ તેમ કરે તો જ એ જરૂરિયાતો પૂરી પાડવા માટે તેઓ વધારે પ્રયત્નવાન થાય, ધનસંપત્તિનું ઉત્પાદન વધુ ને વધુ પ્રમાણમાં કરવા તેઓ પ્રેરાય અને કુદરત ઉપર વધુ ને વધુ કાબૂ મેળવતા જવાની પેરવી કરે. જે સમાજમાં આવું બધું ચાલે છે તે સમાજ આગળ વધેલો ગણાય છે. પણ તે સમાજમાં સૌ સુખી છે કે કેમ તેનો વિચાર કરવા આ અર્થશાસ્ત્ર બેસતું નથી. મોટાં કારખાનાં ઊભાં કર્યાં, આખી દુનિયામાં બધે મોટરો ફરતી કરી, શહેરોમાં વીજળીની બત્તીઓ કરી અને વીજળીના પંખા ચલાવ્યા, ઢગલાબંધ કાપડ ઉત્પન્ન કર્યું, જાતજાતની દવાઓ અને જાતજાતના દારૂઓ બનાવ્યા, જાતજાતનાં રમકડાં તૈયાર કર્યાં, પણ તે બધું કરતાં માણસની શી દશા થઈ તેનો વિચાર આજનું અર્થશાસ્ત્ર કરતું નથી. ધનની પાછળ પડવા જતાં માણસને તો ભૂલી જ જવાય છે.

માણસનાં સુખ અને હિતની દૃષ્ટિએ વિચાર કરીએ તો તો દેખાય છે કે ઉપરની બધી વસ્તુઓ થોડાક ધનાઢ્યો પાસે પડી

છે, તેઓ તો જોઈએ તે કરતાં પણ વધારે વસ્તુઓ લઈને બેસી ગયા છે, તેમને ત્યાં એ વસ્તુઓ રખડે છે અને બગડે છે; જ્યારે તેને અભાવે કરોડો લોકો ભૂખે મરે છે અને ટાઢે ઠરે છે. અમેરિકા અને ઇંગ્લંડ બહુ ધનવાન દેશો કહેવાય છે. પણ ત્યાંયે કેટલા લોકો ભૂખે મરે છે? ભલે થોડાક શ્રીમંત માણસો ત્યાં એશઆરામ કરતા હોય, પણ કરોડો લોકોને તો શરીર ઘસાઈ ઘસાઈને તૂટી જાય એટલું સખ્ત વૈતરું કરવું જ પડે છે. વળી કોઈ પણ સુધરેલો અને આગળ વધેલો ગણાતો એવો દેશ લો, કે પછાત ગણાતો દેશ લો, દરેક દેશમાં એક યા બીજા રૂપમાં કરોડો લોકોની ફરજિયાત બેકારી અને ભૂખમરો એ તો આ જમાનાનો એક સર્વસામાન્ય અને ભયંકર રોગ થઈ પડ્યો છે. આ બધું માણસને ભૂલી જઈ અર્થને સાધ્ય માની લેવાથી બની રહ્યું છે. અર્થ તો કેવળ ઘણાં સાધનો પૈકીનું એક સાધન છે. માણસની સાચી સુખસગવડ અને છેવટે તેનું શ્રેય અથવા કલ્યાણ એ જ સાધ્ય છે. ગાંધીજી અર્થશાસ્ત્રનો વિચાર માનવકલ્યાણની દૃષ્ટિએ કરતા હોવાથી અર્થશાસ્ત્રના તેમના સિદ્ધાંતો પ્રચલિત અર્થશાસ્ત્રથી જુદા પડે છે

માણસે પોતાની જરૂરિયાતો વધારતા જવું એને પ્રચલિત અર્થશાસ્ત્રીઓ સુધારાની અને પ્રગતિની નિશાની કહે છે, ત્યારે ગાંધીજી કહે છે કે વસ્તુતઃ પોતાની કેટલી હાજત છે એ માણસ હમેશાં જાણતો નથી ને લગભગ આપણે બધાં આપણી હોવી જોઈએ તે કરતાં વધારે હાજત કરી મૂકીએ છીએ. પરંતુ વિચાર કરતાં આપણે જોઈશું કે આપણી ઘણી હાજતો આપણે સંકેલી શકીએ છીએ. "માણસ પોતાની જરૂરિયાત કરતાં વધાર વાપરે છે, તેથી જ આ જગતમાં ઘણી કંગાલિયત પેદા થાય છે." વળી ઘણા માણસો પોતે વાપરી શકે તે કરતાં ઘણી વધારે

વસ્તુઓનો સંગ્રહ કરીને બેસે છે. તે બાબતમાં ગાંધીજી કહે છે: "સૌ પોતાને જોઈતો જ સંગ્રહ કરે તો કોઈને તંગી ન આવે અને સૌને સંતોષ રહે." "ખરા સુધારાનું, ખરી સભ્યતાનું લક્ષણ પરિગ્રહનો વધારો નથી, પણ તેનો વિચાર અને ઇચ્છાપૂર્વક ઘટાડો છે. જેમજેમ પરિગ્રહ ઓછો કરીએ તેમતેમ ખરું સુખ અને ખરો સંતોષ વધે છે. અભ્યાસથી માણસ પોતાની હાજતો ઘટાડી શકે છે; તે જેમ ઘટાડતો જાય તેમ તે સુખી, શાન્ત અને બધી રીતે આરોગ્યવાન થાય છે."

કોઈ તો કહેશે કે ગાંધીજી તો આ બધી બાવા બનાવવાની વાતો કરે છે. પણ એમ નથી. દુનિયામાં આટઆટલી કંગાલિયત પડી હોય, કરોડો લોકો ભૂખે મરતાં હોય અને ટાઢે ઠરતાં હોય; ત્યાં તમે મુઠ્ઠીભર લોકો પોતાની જરૂરિયાત વધાર્યા જ કરતા જાઓ તેનો શો અર્થ? અમર્યાદપણે આપણી જરૂરિયાતો વધાર્યા જ જઈએ, તો સૌની એટલી જરૂરિયાતો પૂરી નથી પડી શકવાની એ વિષે શંકા નથી. જે મુઠ્ઠીભર લોકોની દૃષ્ટિએ નહિ પણ જનતાની દૃષ્ટિએ વિચાર કરે છે, તે જરૂરિયાતો ઉપર અંકુશ મૂકવાની જરૂરિયાત તરત જ કબૂલ કરશે. છતાં સૌની અમુક પ્રાથમિક જરૂરિયાતો તો પૂરી પડવી જ જોઈએ એ વિષે ગાંધીજી એવું માને છે, કે આ દુનિયામાં કોઈ પણ સમાજમાં દરેકે દરેક માણસને પોતાના શરીરનિર્વાહને માટે આવશ્યક એટલો પૌષ્ટિક, સાત્વિક અને સ્વચ્છ ખોરાક મળે, શરીરનાં ઢાંકણ તથા રક્ષણ માટે આવશ્યક એટલાં સ્વચ્છ અને સાદાં કપડાં મળે તથા ટાઢ, તડકા અને વરસાદથી બચવાને માટે સારી હવાઅજવાશવાળું સુઘડ ઘર મળે એ તેનો અધિકાર છે, અને તેને તેટલું મેળવતો કરવાનો સમાજનો ધર્મ છે. સુખોપભોગ અને અર્થ માટેની માનવજાતિની પ્રવૃત્તિને માટે આ મર્યાદા તેઓ આંકે છે, અને

સઘળી અર્થવ્યવસ્થા એ દૃષ્ટિએ થવી જોઈએ એમ તેઓ સૂચવે છે.

ઉપરના વિચારમાંથી સીધી રીતે બીજો એક મહાનિયમ ઉદ્‌ભવે છે કે જીવનને આવશ્યક પદાર્થો ઉત્પન્ન કરવા માટે દરેક માણસે જાતે મહેનત કરવી જોઈએ. મનુષ્યમાત્રને સારુ જાતમહેનત અનિવાર્ય છે એમ ગાંધીજી માને છે. અંગ્રેજી શબ્દ 'બ્રેડ-લેબર' જેનો શબ્દશઃ તરજૂમો રોટી (ને સારુ)–મજૂરી થાય, તેનો અનુવાદ ગાંધીજીએ જાતમહેનત શબ્દથી કર્યો છે. તેઓ પ્રશ્ન પૂછે છેઃ "મજૂરી ન કરે તેને ખાવાનો શો અધિકાર હોય?" અને અધિકાર ન જ હોય એવો ઉત્તર આપતાં સમજાવે છેઃ "કરોડપતિ પણ જો પોતાને ખાટલે આળોટ્યાં કરે અને તેના મોંમાં કોઈ ખાવાનું મૂકે ત્યારે જ તે ખાય તો તે લાંબો વખત ખાઈ નહિ શકે, તેમાં તેને રસ પણ નહિ રહે. તેથી તે વ્યાયામાદિ કરીને ભૂખ નિપજાવે છે અને ખાય છે તો પોતાનાં જ હાથમોં હલાવીને. જો આમ કોઈક રીતે પણ અંગકસરત રાયરંક બધાંને જ કરવી પડે છે, તો રોટી પેદા કરવાની જ કસરત સહુ કાં ન કરે? ખેડૂતને હવા લેવાનું કે કસરત કરવાનું કોઈ કહેતું નથી. અને દુનિયાના નેવું ટકા કરતાં પણ વધારે માણસોનો નિર્વાહ તો ખેતીથી જ ચાલે છે. આનું અનુકરણ બાકીના દશ ટકા કરે તો જગતમાં કેટલું સુખ, કેટલી શાન્તિ ને કેટલું આરોગ્ય ફેલાય? અને ખેતીની સાથે બુદ્ધિ ભળે એટલે ખેતીને અંગે રહેલી ઘણી હાડમારીઓ સહેજે દૂર થાય. વળી જાતમહેનતના આ નિરપવાદ કાયદાને જો સહુ માન આપે તો ઊંચનીચનો ભેદ ટળી જાય. અત્યારે તો જ્યાં ઊંચનીચપણાની ગંધ પણ નહોતી ત્યાં, એટલે વર્ણવ્યવસ્થામાં યે, તે પેસી ગઈ છે, માલિક-મજૂરનો ભેદ સર્વવ્યાપક થઈ પડ્યો છે, ને ગરીબ ધનિકની અદેખાઈ કરે છે. જો સહુ રોટીપૂરતી મજૂરી કરે તો ઊંચનીચનો ભેદ નીકળી

જાય, ને પછી પણ ધનિક વર્ગ રહે તો તે પોતાને માલિક નહિ માને, પણ પોતાને તે ધનના કેવળ રખેવાળ કે ટ્રસ્ટી માનશે, ને તેનો મુખ્યપણે ઉપયોગ કેવળ લોકસેવાઅર્થે કરશે.” જાતમહેનતની આ અનિવાર્ય ફરજને ગાંધીજીએ વ્રતનું મહત્ત્વ આપી દુનિયાનાં અનેક દુઃખોનો સાદો પણ રામબાણ ઉપાય બતાવ્યો છે.

ગાંધીજીના અર્થકારણનો મુખ્ય પાયો સ્વદેશી છે. “આપણી પાસે રહેલાની સેવામાં ઓતપ્રોત થઈ રહેવું,”--એને ગાંધીજી ‘સ્વદેશી-ધર્મ’ એવું નામ આપે છે. ગાંધીજીના સ્વદેશીનો પૂર્ણ અર્થ ન સમજવાથી કેટલાક મોટા મોટા માણસો પણ સ્વદેશીની તેમની ભાવનાને ઘણીવાર સંકુચિત કહી વખોડે છે. પણ ગાંધીજી તો વિશ્વબંધુત્વના પાયાનું મંડાણ જ સ્વદેશી ઉપર કરે છે. તેઓ કહે છેઃ “પાસેનાની સેવા કરતાં દૂરના રહી જાય છે અથવા તેમને હાનિ થાય છે, એવો આભાસ આવવાનો સંભવ છે; પણ તે આભાસ માત્ર છે. સ્વદેશીની શુદ્ધ સેવા કરતાં પરદેશીની પણ શુદ્ધ સેવા થાય જ છે.” “સમગ્ર વિશ્વ સાથે બંધુત્વની લાગણી માટે પ્રયત્ન રાખતાં છતાં જે પાડોશીઓ વચ્ચે આપણું જીવન રાતદિવસ જાય છે, જેમની અને આપણી વચ્ચે અનેક બાબતોમાં સંબંધો ઊપજ્યા છે અને ઊપજતા રહે છે, તેમની સાથે જ આપણો પહેલો વહેવાર ઘટે છે. એવા ધર્મયુક્ત વ્યવહારની અવગણના કરી વિશ્વ-બંધુત્વ સિદ્ધ થઈ શકે નહિ, અને કેવળ ડોળ જ થાય.” * સંકુચિત અથવા ખોટા સ્વદેશી અને સાચા અથવા વિશાળ સ્વદેશી વચ્ચેનો ભેદ ગાંધીજી વળી વિશેષ સ્પષ્ટ કરે છેઃ “સ્વદેશી ન સમજવાથી ગોટા વળે છે. કુટુંબની ઉપર મોહ રાખી હું તેને પંપાળું, તેને ખાતર ધન ચોરું, બીજાં કાવત્રાં રચું એ સ્વદેશી નથી. મારે તો

* જુઓ શ્રી. કિશોરલાલભાઈ કૃત “ગાંધીવિચારદોહન” પા. ૧૦

તેના પ્રત્યેનો ધર્મ પાળવાનો રહ્યો છે. તે ધર્મ શોધતાં અને પાળતાં મને સર્વવ્યાપી ધર્મ મળી રહે. સ્વધર્મના પાલનથી પરધર્મીને કે પરધર્મને હાનિ પહોંચે જ નહિ, પહોંચવી જોઈએ નહિ. પહોંચે તો માનેલો ધર્મ સ્વધર્મ નથી, પણ તે સ્વાભિમાન છે. તેથી તે ત્યાજ્ય છે.”

આપણા દેશના ખેડૂતોની કંગાલિયત તથા ફરજિયાત બેકારીનું જે દર્શન ગાંધીજીને થયેલું છે, તેવું આપણા મોટામાં મોટા અર્થશાસ્ત્રી કે આંકડાશાસ્ત્રીને નહિ થયું હોય. ઉપર જણાવેલી પોતાની વિચારસરણીએ આપણી દશાનું પૃથક્કરણ કરતાં તેમને જણાયું છે કે સ્વદેશીધર્મનું વિસ્મરણ એ તેનું મોટામાં મોટું કારણ છે. આ સ્વદેશીધર્મ તે કયો એ સંબંધે તેઓ કહે છે: “બધા સમજી શકે એવો, બધાને જે પાળવાની આ યુગમાં, આ દેશમાં બહુ આવશ્યકતા છે એવો કયો સ્વદેશીધર્મ હોઈ શકે ? જેના સહજ પાલનથી પણ હિંદુસ્તાનના કરોડોની રક્ષા થઈ શકે એવો કયો સ્વદેશી ધર્મ હોય ? જવાબમાં રેંટિયો તથા ખાદી મળ્યાં.”

હમણાં હમણાં તો ગાંધીજીએ રેંટિયાનો અર્થ વિશેષ વ્યાપક કર્યો છે, અને તેમાં આપણા દેશના તમામ નાના નાના ઉદ્યોગોનો તેઓ સમાવેશ કરે છે. દેશી તેમજ વિદેશી મોટાં કારખાનાને લીધે આપણા દેશના ઘણાયે નાના નાના ઉદ્યોગો મરવા પડ્યા છે અને કેટલાક તો મરી પણ ગયા છે. આપણા ગ્રામઉદ્યોગોનો નાશ એ ખેડૂતોની બેકારી તથા ખેતીના ધંધા ઉપર પડેલા વધારે-પડતા દબાણનું મોટામાં મોટું કારણ છે.

આજે સર્વત્ર મોટા પાયા ઉપર અને કારખાનાંદ્વારા ઉત્પાદન-પદ્ધતિ ચાલી રહી છે અને તેનું વલણ વધવા તરફ છે. તેને લીધે ઉત્પત્તિનાં સાધનો એક નાના વર્ગના કબજામાં આવી પડ્યાં છે.

એ વર્ગ સમાજને ઉપયોગી વસ્તુઓ પૂરી પાડવાની નેમથી નહિ, પણ પોતાના નફા ઉપર જ નજર રાખીને વસ્તુઓ ઉત્પન્ન કરે છે. વળી પોતાના જ દેશમાં ઘણીયે જરૂરની વસ્તુઓ વિના લોકો રવડતા હોય ત્યારે પણ ભળતી જ વસ્તુઓનું વધારેપડતું ઉત્પન્ન કરી તેની તેઓ પરદેશ નિકાસ કરે છે. મોટા પાયા ઉપર ઉત્પાદન, એક નાના વર્ગના હાથમાં ઉત્પત્તિનાં સાધનોનો કબજો, અને ખાસ જરૂરિયાતની નહિ પણ સુખસગવડની અને મોજશોખની ગણાય એવી વસ્તુઓનું વધારાપડતું ઉત્પાદન એ ત્રણ વસ્તુઓ આખી દુનિયાના ગરીબવર્ગનાં શોષણનાં મુખ્ય કારણો છે. આ ત્રણે અનિષ્ટોનું નિવારણ નાના પાયા ઉપર ઉત્પાદનની પદ્ધતિમાં તથા સ્વદેશીધર્મના પાલનમાં રહેલું છે, એમ ગાંધીજી જણાવે છે. એક ગામ અથવા તો એકસરખી કુદરતી પરિસ્થિતિવાળો પ્રદેશ અર્થ-વ્યવહારનું એક લગભગ સ્વયંસંપૂર્ણ ઘટક બની રહે, દરેક કુટુંબ પાસે ઉત્પત્તિનાં સાધનો તેનાં પોતાનાં જ હોય, વસ્તુઓનું ઉત્પાદન નફાને માટે અથવા દૂરના બજારમાં એ માલ વેચવાને માટે નહિ, પણ પોતાની અથવા પોતાના પાડોશીઓની જરૂરિયાત પ્રમાણે મોટે ભાગે તેમના વપરાશને માટે જ હોય;—આવી વ્યવસ્થામાં વધારે પડતાં ઉત્પન્નનો પ્રશ્ન જ ઉપસ્થિત થવા પામતો નથી. ઘણાંખરાં કુટુંબો પોતાના ઉપયોગની લગભગ બધી જ વસ્તુઓ જાતે તૈયાર કરી લેતાં હોય, જે વસ્તુઓ જાતે ન બનાવી શકાતી હોય અને છતાં જરૂરની હોય તે વસ્તુઓ પણ જ્યાં સુધી પોતાની પાડોશમાં તૈયાર થતી હોય ત્યાં સુધી બહારથી લાવીને ન વાપરવાના સ્વાભાવિક ધર્મનું તેઓ પાલન કરતાં હોય, એટલે અત્યારે જે આયાતનિકાસના વેપારની મોટે ભાગે અનાવશ્યક અને નિરર્થક વૃદ્ધિ થઈ ગઈ છે, તથા જે વેપારે દેશદેશ વચ્ચે લડાઈનું સ્વરૂપ પકડ્યું છે, તે વેપાર આપોઆપ ઓછો થઈ જાય. પછી તો

પોતાની પડોશમાં જે વસ્તુઓ બનવી અશક્ય જ હોય, અથવા મહાકષ્ટે બની શકે તેવી હોય તેની જ આયાત થાય, અને પોતાના પ્રદેશમાં બનતી વસ્તુઓથી આખા પડોશની જરૂરિયાતો પૂરી પડ્યા પછી જે ફાજલ રહે તેનો જ નિકાસ થાય.

પરંતુ આ સ્વદેશી એ સાંકડો ધર્મ નથી, અથવા તો તેમાં પરદેશીનો દ્વેષ નથી, એ બાબત ગાંધીજી જે સ્પષ્ટતા કરે છે તે ધ્યાનમાં રાખવા જેવી છે: "આ ધર્મના પાલનથી પરદેશી મિલ-વાળાઓને નુકસાન થાય છે એમ કોઈ ન માને. ચોરને ચોરેલી મિલકત પાછી આપવી પડે, અથવા તેને ચોરી કરતા અટકાવવામાં આવે, તો તેમાં તેને નુકસાન નથી, લાભ છે. પાડોશી શરાબ પીતાં કે અફીણ ખાતાં બંધ થાય તેથી કલાલને કે અફીણના દુકાનદારને નુકસાન નથી, લાભ છે. અયોગ્ય રીતે જેઓ અર્થ સાધતા હોય તેમના એ અર્થનો નાશ થાય તેમાં તેમને અને જગતને લાભ જ છે."

"પણ સ્વદેશીધર્મ જાણનાર પોતાના કૂવામાં ડૂબી નહિ જાય. જે વસ્તુ સ્વદેશમાં ન બને અથવા મહાકષ્ટથી જ બની શકે તે પરદેશના દ્વેષને લીધે પોતાના દેશમાં બનાવવા બેસી જવું તેમાં સ્વદેશીધર્મ નથી. સ્વદેશીધર્મ પાળનાર પરદેશીનો કદી દ્વેષ કરશે જ નહિ. સંપૂર્ણ સ્વદેશીમાં કોઈનો દ્વેષ નથી. એ સાંકડો ધર્મ નથી; એ પ્રેમમાંથી, અહિંસામાંથી ઉત્પન્ન થયેલો સુંદર ધર્મ છે."

પરંતુ આ સ્વદેશીધર્મનું વિસ્મરણ આ યુગમાં આપણા દેશે જ કર્યું છે એમ નથી. બીજા દેશોએ તેનો વધારે અને મોટા પ્રમાણમાં ભંગ કર્યો છે. આજે એકેએક સુધરેલો ગણાતો દેશ બીજા દેશોના ઉદ્યોગોનો નાશ કરવા તથા પોતાના દેશનો માલ બીજા દેશોમાં ઘુસાડવા પ્રયત્ન કરી રહ્યો છે. તે માટે દેશ-પરદેશનાં બજારો કબજે કરવા દેશદેશ વચ્ચે જીવલેણ હરીફાઈ

ચાલી રહી છે. વળી તે માટે જકાતો નાખી પરદેશી માલને પોતાના દેશમાં આવતો અટકાવવાની તથા પોતાના માલથી ભરી કાઢવાની પ્રથાનો આશ્રય લેવામાં આવે છે, એટલું જ નથી. બજારો કબજે કરવા લશ્કરી બળનો તથા રાજકીય સત્તા અને કુટિલ નીતિનો પ્રયોગ પણ છૂટથી કરવામાં આવે છે. દરેક દેશને પોતપોતાના વેપારઉદ્યોગના રક્ષણ માટે શસ્ત્રસજ્જ રહેવું પડે છે, અને જનતા એ લશ્કરી ખર્ચના બોજા નીચે કચડાઈ મરે છે. આ પ્રકારથી આખી દુનિયા ત્રાહિત્રાહિ પુકારી રહી છે. સઘળા દેશો શુદ્ધ સ્વદેશીધર્મનું પાલન કરતા થઈ જાય એ જ આજના ભયંકર કલહમાંથી બચવાનો એકમાત્ર ઉપાય છે. તેથી જ ગાંધીજી સ્વદેશીને આ યુગના મહારોગનું મહાઔષધ કહે છે.

ગાંધીજી જ્યારે કહે છે કે ઉત્તમમાં ઉત્તમ ઉદ્યોગ ખેતીનો છે અને અનાજ ઉપરાંતની બીજી જરૂરિયાતની વસ્તુઓ ખેડૂત પોતાના ખેતીના ધંધાને મદદગાર એવા ગૃહઉદ્યોગો કરીને મોટે ભાગે બનાવી લે તથા ખેડૂતનાં જીવન અને ઉદ્યોગ સાથે સંકળાયેલા એવા વણકરના, સુથારના, લુહારના, મોચીના, કુંભારના, તેલીના એવા ઉદ્યોગો પણ ઘરગથ્થુ પદ્ધતિએ ચાલે, જેથી ગામ અથવા પ્રદેશ મોટે ભાગે સ્વયંસંપૂર્ણ બની રહે, ત્યારે એવો સવાલ પૂછવામાં આવે છે કે યંત્રોની આટલી બધી શોધખોળો થઈ છે અને જેને લીધે સ્થળ અને કાળનાં બંધનો ભુંસાઈ જઈ આખી દુનિયા એક જ બજાર બની ગઈ છે તે બધી સગવડો શું જતી કરવી? યંત્રોના સાર્વત્રિક પ્રયોગથી કાંઈ પણ ફાયદો થયો હોય તો તે એક નાના વર્ગને જ થયો છે. બહુજનસમુદાય તો તેથી ઊલટો ભયંકર કંગાલિયત અને દુઃખમાં જ આવી પડ્યો છે એ હકીકત આની સામે જવાબરૂપે છે જ. પરંતુ એ હમણાં બાજુએ રાખી જણાવીશું કે ગાંધીજીએ યંત્રોનો યંત્ર તરીકે કદી

વિરોધ કર્યો જ નથી. યંત્રો વિષે એક વાતચીતમાં ગાંધીજીએ કહ્યું હતું: "મારો વાંધો યંત્રો સામે નહિ પણ યંત્રોની ઘેલછા સામે છે. જેને શ્રમનો બચાવ કરનારાં યંત્રો કહેવામાં આવે છે તેની આજે ઘેલછા લાગી છે. એક તરફથી શ્રમનો બચાવ થયે જ જાય છે, અને બીજી તરફથી લાખો માણસો યંત્રને લીધે બેકાર બની ભૂખે મરતા થઈ રસ્તા ઉપર ભટકે છે. સમય અને શ્રમનો બચાવ હું જરૂર ઇચ્છું, પણ તે અમુક વર્ગને માટે નહિ, આખી માનવજાતિને માટે થવો જોઈએ. સંપત્તિનો સંચય થોડા ગણ્યાગાંઠ્યાના હાથમાં થાય એમ નહિ, પણ સહુની પાસે થાય એ હું ઇચ્છું. આજે થોડા માણસોને કરોડોની કાંધ ઉપર ચડી બેસવામાં યંત્રો મદદગાર થઈ રહ્યાં છે. અત્યારની આ વ્યવસ્થા સામે મારી તમામ શક્તિ ખર્ચીને હું યુદ્ધ ચલાવી રહ્યો છું"

પોતાનો વિરોધ યંત્રો સામે નહિ પણ યંત્રોના દુરુપયોગ સામે છે, એ વસ્તુ સ્પષ્ટ કરતાં તેમણે જણાવ્યું છે: "પરંતુ હું એટલું ઉમેરવા ઇચ્છું છું કે વૈજ્ઞાનિક અને યાંત્રિક સંશોધનો એ પ્રથમ લોભનાં સાધન મટી જવાં જોઈએ. પછી મજૂરો પાસે ગજા ઉપરાંત કામ કરાવવામાં નહિ આવે અને યંત્રો નડતરરૂપ થવાને બદલે મદદરૂપ થઈ પડશે. મારો ઉદ્દેશ તમામ યંત્રોનો વિનાશ કરવાનો નથી, પણ તેની મર્યાદા આંકવાનો છે."

અતિશય ખર્ચાળ અને મોટા પાયા ઉપર જ ચાલી શકે એવાં યંત્રો ઉપર જ ગાંધીજી મર્યાદા મૂકવા માગે છે. આ બાબત સ્પષ્ટ કરતાં તેઓ કહે છે: "માણસનો વિચાર પ્રધાનપણે કરવાનો છે. વપરાશને અભાવે માણસના અવયવોને નકામા અને જડ કરી નાખવા તરફ યંત્રોની પ્રવૃત્તિ ન હોવી જોઈએ." સિંગરના સીવવાના સંચા તથા સાઇકલ જેવાં માનવશ્રમથી જ ચાલતાં યંત્રોને તેઓ વધાવી લે છે.

પરંતુ આવા સંચા બનાવવા માટે મોટાં કારખાનાં જોઈએ તથા તેમાં ભૌતિક શક્તિથી ચાલતાં યંત્રોનો પણ ઉપયોગ કરવો પડે. એ દલીલના જવાબમાં તેઓ કહે છે: "હા; પરંતુ હું એટલો સમાજવાદી તો છું જ કે આવાં કારખાનાં રાજ્યની માલિકીનાં હોય અથવા રાજ્ય તરફથી ચાલતાં હોય એમ હું કહું. આવાં કારખાનાં અત્યંત સુંદર અને આદર્શ પરિસ્થિતિમાં ચાલતાં હોય. નફાને માટે નહિ પણ લોકહિતને માટે તેની હસ્તી હોય. મારે તો એ જોઈએ છે કે મજૂરોની સ્થિતિમાં સુધારો થાય. ધનનો જે ગાંડો ઘો લાગ્યો છે તે અટકે. મજૂરોને કેવળ સારી રોજી મળે એટલું જ નહિ પણ જેમાં સખ્ત વૈતરું ન હોય એવું કામ તેમને હંમેશ મળી રહે. આવી સ્થિતિમાં યંત્ર રાજ્યને અથવા તેનાં માલિકને જેટલો લાભ કરશે તેટલો જ લાભ તે ચલાવનાર મજૂરને પણ કરશે. યંત્રની દરેક શોધમાં મનુષ્યનો વિચાર પ્રધાન હોવો જોઈએ; માણસના ગજાઉપરવટના વૈતરાના બચાવનો વિચાર હોવો જોઈએ. યંત્રની શોધ અને તેના ઉપયોગની પાછળ ઉદ્દેશ ધનના લોભનો નહિ પણ જનદયાનો હોવો જોઈએ. દાખલા તરીકે, ઠરડાયેલી ત્રાકને સીધી કરવાના યંત્રને હું વધાવી લઉં, પણ તેનો અર્થ એ નથી કે લુહારોનો ત્રાક બનાવવાનો ધંધો તૂટી પડે. ત્રાક તો લુહારો જ બનાવે, પણ ત્રાક ઠરડાય ત્યારે તેને સીધી કરી લેવાનું યંત્ર દરેક કાંતનાર પાસે હોય. લોભને સ્થાને પ્રેમની સ્થાપના થાય એટલે બધું કુશળ જ છે."

યંત્રોના ઉપયોગ વિષે ગાંધીજીના વિચારોનો સાર શ્રી. કિશોરલાલભાઈએ 'ગાંધીવિચારદોહન'માં સુંદર રીતે આપ્યો છે તે જ અહીં ઉતારીશું:

૧. ભારતીય અર્થશાસ્ત્રની દૃષ્ટિએ યાંત્રિક સાધનો અને તેનાં

કરવાના સુધારાઓના બે વિભાગ પાડી શકાયઃ (૧) જે યંત્રો કે તેના સુધારા શ્રમ કરનાર માણસના કે પશુના સ્નાયુને કાંઈક ઓછો શ્રમ પડે અને તેમનો થોડોક સમય બચાવે એ દૃષ્ટિને મુખ્યત્વે રાખીને યોજાયા હોય તે; જેમકે, ગરેડી, ઘંટી, રેંટિયો, સાઇકલ, સીવવાનો સંચો, ફટકા શાળ, ગાડી વગેરે; તથા તેમાં ઘર્ષણાદિકના દોષો ઓછા કરવા માટે થતા સુધારા; જેવાકે, છરાવીંટીવાળી ( Ball-bearing ) ધરીઓ, પાકા રસ્તા, રેલના પાટા વગેરે; અને (૨) જે યંત્રો શ્રમ કરનાર મનુષ્ય કે પશુની અવેજી લેવા માટે એટલે કે મજૂર કે પશુની સંખ્યા ઘટાડવા માટે, અથવા મજૂરનાં બુદ્ધિચાતુરી કે શરીરબળનો ઉપયોગ કરવાને બદલે તેનો કેવળ જીવતા યંત્ર તરીકે ઉપયોગ કરવા માટે; જેમકે, આટો દળવાની મિલ, ડાંગર ખાંડવાનાં, તેલ પીલવાનાં, સાકર બનાવવાનાં કારખાનાં, સૂતર તથા કાપડની મિલ; મોટર, આગગાડી ઇત્યાદિ માલનાં વાહનો, ટ્રૅક્ટર, વરાળ કે વીજળીથી ચાલતા પાણીના પંપ, સૂક્ષ્મ શ્રમવિભાગને પરિણામે થયેલાં યંત્રો વગેરે.

૨. પહેલા પ્રકારનાં યાંત્રિક સાધનો અને તેમાં થતા સુધારા સામાન્યપણે ઇષ્ટ છે. એને લીધે પણ મજૂર કે પશુની સંખ્યા ઘટે એવું બને, પણ તે ઓછામાં ઓછું હશે.

૩. બીજા પ્રકારનાં યાંત્રિક સાધનો તથા સુધારાનો ઉપયોગ કરવામાં વિવેક અને કાળજી રાખવાં જોઈએ. એટલે કે એવાં સાધનો અને સુધારાનો કોણે કેટલે અંશે ઉપયોગ કરવો તે પર, જેમ શસ્ત્રો, દારૂગોળા વગેરે બનાવવા તથા વાપરવા પર હોય છે તેમ, પ્રજાકીય સરકારનો અંકુશ હોવો જોઈએ.

૪. બીજા પ્રકારનાં યંત્રોનો વપરાશ કેવી પરિસ્થિતિમાં દોષરૂપ ન લેખાય તેનાં કેટલાંક ઉદાહરણો નીચે આપ્યાં છેઃ

(क) જ્યાં કામ ઘણું અને કરનારા થોડા હોય, અને વધારે કરનારા

મેળવી કે રાખી શકાય એમ ન હોય—જેમકે, આગબોટ ઉપર;

(ख) જ્યાં આકસ્મિક અડચણને લીધે અથવા બીજાં કારણસર કામનો પ્રકાર જ એવો હોય કે તે ઝપાટાબંધ ઉકેલવાની જરૂર હોય અને યાંત્રિક સાધનોને બદલે વધારે માણસો ભેગા કરવાથી અવ્યવસ્થા, ઢીલ અને જોખમો વધવાનો સંભવ હોય; જેમકે, આગ હોલવવા, દુકાળ કે એવા કુદરતી કોપમાંથી લોકોને બચાવવા અથવા અનાજ વગેરેની મદદ મોકલવા;

(ग) જે યંત્રો અને તેના સુધારા સહયોગી ધંધો આપી શકે એવા હોય, અથવા સહયોગી ધંધાને વધારે સારી સ્થિતિમાં મૂકનારાં હોય, છતાં એનું સહયોગીપણું નાશ કરનારાં ન હોય; જેમકે, વધારે કામ આપનારો રેંટિયો, દોરી વણવાનું ચક્ર ઈત્યાદિ;

(घ) પહેલા પ્રકારનાં યંત્રો બનાવવાનાં યંત્રો, ઓજારો વગેરે બનાવવા, અને તેમાં ખાસ કરીને, જ્યાં એક જ માપ અને પદ્ધતિનાં યંત્રો કે ભાગો બનાવવાનું મહત્ત્વ હોય ત્યાં;

(च) જ્યાં અત્યંત ચોક્કસ કામ આપે એવાં નાજુક સાધનોની જરૂર હોય ત્યાં; જેમકે, ઘડિયાળ, ટાઈપરાઈટર, પ્રયોગશાળાનાં સાધનો વગેરેની બનાવટમાં;

(छ) જે ઉદ્યોગોમાં ક્યારે ય પ્રજાનો મોટો ભાગ રોકાઈ શકે એમ ન હોય, પણ જેનો ખપ સાર્વજનિક હોય એવા પદાર્થોની બનાવટમાં; જેમકે, નળના પાઈપ, ચકલીઓ, કાચનાં ઘરગતુ વાસણો, વગેરે;

(ज) ખાનગી સાહસથી નહિ, પણ રાજ્ય તરફથી અથવા તેના અંકુશ નીચે ચલાવવાના ઉદ્યોગોમાં—જેમકે, આગગાડી, આગબોટ, મહત્ત્વની ખાણો, ઘાસલેટના કૂવા વગેરેમાં;

૫. જેટલે અંશે બીજા પ્રકારનાં યાંત્રિક સાધનોવાળા ઉદ્યોગ આવશ્યક મનાયા હોય, તેટલે અંશે તેને લગતાં કારખાનાં પણ

આવશ્યક ગણાય; જેમકે, લોખંડ, ઓજારો, સાંચાકામ, કાચ, વીજળી વગેરેનાં, તથા તેને લગતાં સાધનો બનાવવાનાં કારખાનાં.

પરંતુ ટીકાકારોને આટલાથી સંતોષ થતો નથી. સમાજવાદીઓ કહે છે કે આપણે બધાં યંત્રો અને ઉત્પત્તિનાં બીજાં બધાં સાધનો સમાજની માલિકીનાં કરી નાખીએ તો તેનો લાભ આજે નાના વર્ગને મળે છે તેને બદલે આખા જનસમાજને મળે. પેલા નાના મૂડીદાર અને જમીનદારવર્ગનું ચૂસણ બંધ થાય, એટલે યંત્રોના વિશેષ ઉત્પાદનનો બધો લાભ ખેડૂતોને અને મજૂરોને મળે, અને પોતાના નિર્વાહ માટે આજે જેટલી મહેનત કરવી પડે છે તે કરતાં ઘણી ઓછી મહેનત તેમને કરવી પડે. આની સાથે તેમને કેળવણી અને સંસ્કાર પ્રાપ્ત કરવાની બધી સગવડો મળી રહે તો તેઓ પોતાનો વિકાસ બરાબર સાધી શકે. આની સામે એક શંકા તો છે જ કે કેળવાયેલા કે બિન-કેળવાયેલા કોઈને પણ માટે વધારેપડતી નવરાશ લાભદાયક છે કે કેમ? આ શંકાને સમાજવાદીઓ હસી કાઢે છે. તેઓ કહે છેઃ બીજાની મજૂરી ઉપર તાગડધિન્ના કરી નવરાશ ભોગવતા આજના ઉપલા વર્ગના લોકો સાહિત્ય, સંગીત, કળા, ફિલસૂફી વગેરેનો જે ઉપભોગ કરે છે તે અમારે સૌને માટે લભ્ય કરવો છે. પણ આપણા આજના કહેવાતા શિક્ષિત અને નવરાશવાળા લોકોમાંથી કેટલા પોતાનાં જીવન સંસ્કારી રીતે ગાળી શકે છે? તેઓનું વાચન મોટે ભાગે કયા પ્રકારનું હોય છે? તેમની અભિરુચિઓ ક્યાં શુદ્ધ અને સંસ્કારી જોવામાં આવે છે? શિક્ષિત ગણાતા લોકોમાંથી પણ મોટા ભાગના લોકોની નવરાશનો ઉપયોગ તો નાટક, સિનેમા અને ખેલતમાસા જોવામાં તથા આળસમાં જ વ્યતીત થાય છે. ખરી વાત તો એ છે કે પોતાના રોજના મુખ્ય કામધંધામાંથી જેટલી કેળવણી અને સંસ્કાર મળી શકે છે તથા તે ઉપરથી જેટલું જીવન

ઘડાય છે તેટલું નવરાશના વખતમાં સાહિત્ય, સંગીત અને કળાનું સેવન કરવાથી નથી થતું. જીવનના સાચા આનંદનું મૂળ જવાબદારીવાળા અને રસ પડે એવા ખરા કામમાં રહેલું છે. યંત્રો ઉપર માણસ કામ કરે તે આવા પ્રકારનું કામ નથી. અતિશય વેગથી અને એકધારા ખટખટારાથી ચાલતા યંત્ર ઉપરનું કામ માણસને હમેશ નીરસ અને થકવનારું લાગે છે. એ કામની અંદર રહેલો આ દોષ એ કામ પછી મળતી નવરાશને પણ કલુષિત કરે છે. નવરાશનો વખત શાન્ત, સૌમ્ય, સંસ્કારી તથા જીવનને ઉચ્ચ માર્ગે વાળે એવી પ્રવૃત્તિમાં ગાળવાનું તેને ગમતું નથી. પેલા યંત્ર ઉપરના કામને લીધે તેની લાગણીઓ એટલી જડ થઈ ગયેલી હોય છે અને જ્ઞાનતંતુઓ ઉપર એટલી તાણ પડેલી હોય છે કે જેમાં અતિશય ઉત્તેજના કે ઉશ્કેરાટ હોય, ખૂબ ધમાધમ હોય એવી જ પ્રવૃત્તિમાં તેને રસ પડે છે. પણ યંત્ર ઉપરના કામના કલાક ઘટાડીને છ કે ચાર કરી નાખવામાં આવશે એવાં સ્વપ્નાં યંત્રસંસ્કૃતિના ઉપાસકો સેવી રહ્યા છે. તેમનાં એ સ્વપ્નાં સાચાં પડે તોપણ એ છ કે ચાર કલાકના કામમાં પણ જીવનને જડ કરી નાંખનારું તત્ત્વ તો રહેલું જ છે. માણસના સ્વભાવ ઉપર તેના કામની અસર થયા વિના રહેતી જ નથી. એનો ઉત્તમમાં ઉત્તમ દાખલો આજના મોટર હાંકનારાઓનો સ્વભાવ કેવો થઈ જાય છે એનું તમે નિરીક્ષણ કરશો તો જણાશે. મિલમજૂરો પોતાનો નવરાશનો વખત કેવી પ્રવૃત્તિઓમાં ગાળે છે એની સાથે ખેડૂતો પોતાનો નવરાશનો વખત કેવી પ્રવૃત્તિઓમાં ગાળે છે એ તમે જોશો તો આ વસ્તુ સ્પષ્ટ થશે.

પરંતુ આ ઝીણવટમાં અત્યારે નહિ ઊતરીએ. કારણ જ્યારે વસ્તુ સિદ્ધ થાય ત્યારે આ વિચારવાનું રહે છે. એ વસ્તુ શી રીતે સિદ્ધ થાય એ જ પ્રશ્ન આજે તો મુખ્ય છે. તમામ કારખાનાં,

જમીન અને ઉત્પત્તિનાં સાધનો ઉપર સમાજની માલિકી સ્થાપવી હોય અને બધું ઉત્પાદન યંત્રો મારફત કરવું હોય તો બે શરતો અનિવાર્ય છે. એક તો કોઈ પણ ઉપાયે સમાજવાદી મંડળે રાજ્યસત્તા હસ્તગત કરવી જોઈએ; અને બીજું એ મંડળે જરૂર પડે તો બધા ફેરફારો જબરદસ્તીથી લોકો પાસે કરાવવા જોઈએ અને નવી વ્યવસ્થા ચલાવવી જોઈએ. તે માટે આજે રશિયામાં ચાલે છે એવી જબરી સરમુખત્યારી આવશ્યક છે. રશિયાના સામ્યવાદીઓ પોતાને લોકહિતના ઉદ્દેશથી પ્રેરાયેલા માનીને પોતાને ભલે લોકોના સાચા પ્રતિનિધિઓ ગણે. પરંતુ તેમના એ પ્રતિનિધિત્વ ઉપર જ્યાં સુધી લોકોનો સાચો અંકુશ નથી ત્યાં સુધી એ એક પ્રકારની અમલદારશાહી જ છે, અને આજે જેઓએ સત્તા કબજે કરી છે તેઓને એ છોડવાનો પ્રસંગ આવશે ત્યારે બિનતકરારે તેઓ એ સત્તા છોડશે કે કેમ એ વિચારવા જેવું છે.

પણ આ સમાજવાદી કાર્યક્રમ પ્રમાણે જ્યાં સુધી રાજ્યસત્તા એમના હાથમાં આવતી નથી ત્યાં સુધી તો માત્ર વાતો અને ભાષણો તથા યોજનાઓ જ કરવાની રહે છે. રાજ્યસત્તા હાથમાં આવે ત્યાં સુધી જેને 'ખેડૂતો અને મજૂરોને ઑર્ગેનાઈઝ' કરવા એવું કહેવામાં આવે છે તે સિવાય કશું જ થઈ શકતું નથી. પરંતુ ગાંધીજીનો આખો કાર્યક્રમ એવો છે કે અત્યારની ઘણીખરી ગૂંચો લોકો પોતાના જ પુરુષાર્થથી તથા સ્વાવલંબનથી ઉકેલી શકે છે. રાજ્યસતા ઉપર આમવર્ગનો કાબૂ આવે તે પહેલાં પણ તેઓ સીધું રચનાત્મક કાર્ય કરીને પોતાનું હિત સાધતા થઈ શકે છે. અત્યારે દલિત હાલતમાં પડેલા લોકો ઉદ્યોગ અને સ્વાવલંબન-દ્વારા પોતાની શક્તિ વધારતા જાય તો તેઓ ખરી સ્વતંત્રતા આપોઆપ ભોગવી શકે. પોતાનાં કામ પોતે જ કરતા થઈ જવું એ જ સાચું પ્રજાતંત્ર છે. વળી કેટલાંક કામોની વ્યવસ્થા પોતાના

પ્રતિનિધિઓને તેઓ સોંપે તેના ઉપર પણ યોગ્ય અંકુશ રાખવાની શક્તિ તેમનામાં આ રચનાત્મક કાર્યદ્વારા આવી ગઈ હોય છે. પોતાની સ્થિતિનું ભાન થયું કે તરત જ માણસ તે સુધારવા પ્રત્યક્ષ કાર્યદ્વારા મંડી શકે છે અને તેમ કરતો તે પોતાના ધ્યેયે પહોંચે છે, એ બીજા બધા કાર્યક્રમો કરતાં ગાંધીજીના કાર્યક્રમની વિશેષતા છે.

વળી અત્યારે પૈસો સર્વોપરિ બની ગયો છે. પૈસાને જોરે એક વર્ગ બીજા વર્ગને ગુલામીની બેડીમાં જકડી શકે છે. એ પૈસાની સત્તા પણ આ અર્થરચનાથી નાબૂદ થઈ જાય, અથવા ઘણી કમી થઈ જાય. કારણ કે આ અર્થરચનામાં પૈસાની જરૂર જ બહુ ઓછી થઈ જાય છે. વળી માણસ જ્યારે પોતાના અથવા પાડોશીઓના ઉપયોગને માટે જ વસ્તુઓ બનાવે છે, ત્યારે તેના મનમાં તે વસ્તુના મૂલ્યની આંકણી, તે વસ્તુ બનાવતાં પડેલા શ્રમ ઉપરથી તથા તે વસ્તુ જીવનમાં કેટલી ઉપયોગી છે તે ઉપરથી, તે બરાબર કરી શકે છે; પરંતુ માણસ જ્યારે વેચવાને માટે વસ્તુઓ બનાવે છે અને પોતાની જરૂરની વસ્તુઓ ખરીદી લે છે ત્યારે શ્રમના અને ઉપયોગિતાના ધોરણથી વસ્તુઓના મૂલ્યની આંકણી ન કરતાં તે પૈસાથી અંજાઈ જાય છે અને ભુલાવામાં પડે છે. આનો સચોટમાં સચોટ દાખલો જોવો હોય તો જે ગામમાં ડેરીના સંચા હોય છે ત્યાં ખેડૂત બાઈઓ હાથમાં થોડા ચળકતા સિક્કા આવે તેથી લોભાઈને પોતાનાં બાળકોનાં મોંમાંથી કાઢીને દૂધ વેચી આવે છે તે છે. તે પૈસા વડે કાચની બંગડીઓ, વિલાયતી વાયલ અથવા બાળકો માટે પીપરમિંટની ટીકડીઓ તે ખરીદે છે. ઉત્પાદનના શ્રમની અને જીવનની ઉપયોગિતાની દૃષ્ટિએ વિચારીએ તો દૂધની સરખામણીમાં આ વસ્તુઓ ઊભી જ ન શકે. છતાં પૈસાથી અંજાઈ જઈને એ બાઈઓ ભુલાવામાં પડીને આમ કરે

છે. ખેડૂતો પોતાના ખેતરમાં પાકતું સારું અનાજ તથા પોતાના ઢોરનું સારું ઘી વેચીને ઘણીવાર હલકું અનાજ અને ચા ખરીદે છે, કપાસ વેચી મિલનાં કપડાં ખરીદે છે, ઘરના પાકેલા સુંદર તલ વેચી મગફળીનું અથવા એવી હલકી જાતનું અથવા ભેળવાળું તેલ ખરીદે છે તથા ગોળ વેચી ખાંડ ખરીદે છે, તેઓ ખોટનો ધંધો જ કરે છે. પણ બધો વ્યવહાર નાણાં મારફત ચાલતો હોવાથી ખેડૂતોને આમ કરવું પડે છે. વળી નાણાંવ્યવહારમાં ઊતરતાં જ તે શાહુકારના પંજામાં સપડાઈ પડે છે. આજે તો ખેડૂતને નાણાં-વ્યવહારમાં ન ઊતરવું હોય તો પણ જમીનમહેસૂલ તો નાણાંના રૂપમાં ભર્યાં વિના ચાલે જ નહિ, એટલે ખેડૂતને નાણાંવ્યવહારમાં ઊતરવાની ફરજ પડે છે. પચાસ ટકા કરતાં વધારે ખેડૂતોને કેવળ જમીનમહેસૂલ ભરવા માટે દેવામાં ઊતરવું પડે છે. આ ઉપરાંત બજાર માટે ઉત્પાદન કરવાની આજની પ્રથાને લીધે આપણી જરૂરિયાતની તમામ વસ્તુઓ નાણાંથી મેળવવાની હોય છે. તેથી માણસને મન નાણાંનું મહત્ત્વ એટલું બધું વધારે લાગે છે કે વિનિમયને સરળ કરવાનું તેનું જે મૂળ કાર્ય તે વિસરાઈ જઈ, તે સાધન મટીને જીવનનું સાધ્ય બની જાય છે. પછી લોકો પૈસાનો જ સંગ્રહ કરવાની ખટપટમાં પડી જાય છે. ગાંધીજીના અર્થકારણમાં પૈસાનું મહત્ત્વ અને તેની સત્તા આપોઆપ ખૂબ ઘટી જાય છે અને તેને તેનું અસલ યોગ્ય સ્થાન મળે છે. ગાંધીજીની અર્થવ્યવસ્થામાં ‘ એક્સ-ચેન્જ ’ અને ‘ રેશિયો ’ની ચાલાકી અને દગલબાજીને માટે અવકાશ જ રહેતો નથી.

અત્યારે મૂડીદાર અને મજૂરવર્ગ વચ્ચે આખી દુનિયામાં જબરું ઘર્ષણ ચાલી રહ્યું છે અને વિદ્વેષ ફેલાઈ રહ્યો છે. તે મિટાવવા અનેક યોજનાઓ રજૂ થાય છે તેમાં ગાંધીજીની યોજના ઉત્તમ જણાય છે. તેઓ સમાજમાં કોઈ પણ જાતનાં ઝેરવેર ફેલાવ્યા

વિના પ્રેમ અને અહિંસાથી માલિકવર્ગ અને મજૂરવર્ગ વચ્ચે મેળ બેસાડવા ઇચ્છે છે. અત્યારે મોટે ભાગે આળસુ થઈ પડેલા જમીનદારોના લાખો એકર જમીન ઉપરના નિરંકુશ માલકીહક્ક, મોટાંમોટાં કારખાનાં તથા ઉત્પત્તિનાં અને વ્યવહારનાં જબરદસ્ત સાધનો ઉપર ખાનગી મૂડીદારોના માલકીહક તથા મોટામોટા લેણદારોના હક્કો જે ગરીબોના શોષણનાં સાધન બની રહ્યા છે તે તમામ હક્કોનું શોધન થવું જોઈએ, એવું ગાંધીજીએ અનેકવાર સ્પષ્ટ કર્યું છે. પરંતુ એ શોધનમાં તેમની પદ્ધતિ ધનિકો પ્રત્યે દ્વેષની નહિ પણ ગરીબો પ્રત્યે પ્રેમની છે. મૂડીદારો અને જમીનદારોના માલકીહક્કોનો તેઓ ઇનકાર નથી કરતા પરંતુ માલકીહક્કની સાથે ગરીબોના લાભની દૃષ્ટિએ માલકીની ફરજો તેઓ માલિકો પાસે સ્વીકારાવવા માગે છે. મૂડીદારોની મૂડી અને જમીનદારોની જમીન તેઓ ઝૂંટવી લેવાનું નથી કહેતા, પણ તેમના ધનમાં અને માલકીમાં રહેલી પ્રતિષ્ઠાનું ખંડન તેઓ જરૂર ઇચ્છે છે. ધનિકની અથવા માલિકની પ્રતિષ્ઠા તેના ધનમાં અથવા માલકીમાં ન હોય, પણ એ ધનના સમાજને અર્થે કરવામાં આવતા સદુપયોગમાં હોય, સમાજને અર્થે માલકીની ફરજો અદા કરવામાં હોય. ઝેરવેર ફેલાયા વિના જૂની પ્રતિષ્ઠાઓ તોડી તેને સ્થાને નવી પ્રતિષ્ઠાઓ સ્થાપીને સમાજમાં વિપ્લવ કરવાની તેમની પ્રવૃત્તિ છે. અને તેમાં પણ દરેક વસ્તુનો અહિંસક રીતે વિચાર કરતા હોવાથી તેમનો ઝોક જૂની પ્રતિષ્ઠાઓના ખંડન કરતાં નવી પ્રતિષ્ઠાઓના મંડન ઉપર વધારે રહે છે. દાખલા તરીકે, વિલાયતી કપડાંના અને ફેશનવાળા પોશાકની પ્રતિષ્ઠાના ખંડન ઉપર ભાર મૂક્યા વિના ખાદીના સાદા પહેરવેશની પ્રતિષ્ઠા તેમણે સ્થાપી. પરિણામે આ પંદર જ વર્ષમાં આપણા દેશમાં પહેરવેશની બાબતમાં આવડો મોટો વિપ્લવ થઈ ગયો તોપણ વિલાયતી કપડાં પહેરનારની કે વિલાયતી

ફ્રેશનવાળાની પજવણી કરવાનો એક પણ કિસ્સો બનવા પામ્યો નથી. અને તેમ છતાં ખાદીએ સમાજમાં પ્રવર્તતા ઊંચનીચના પ્રતિષ્ઠાભેદ મોટે ભાગે તોડી નાખ્યા છે, અને તે સામાજિક સમાનતા તથા જાતમહેનતદ્વારા સામાજિક સેવાનું પ્રતીક બની છે. ધનની પ્રતિષ્ઠાના ખંડન ઉપર ભાર મૂકવાને બદલે ગાંધીજી સ્વેચ્છાપૂર્વક સ્વીકારેલી ગરીબાઈની પ્રતિષ્ઠાના મંડન ઉપર તથા ધનના માલિક મટી રખેવાળ અથવા ટ્રસ્ટી બનવાની પ્રતિષ્ઠાના મંડન ઉપર વધારે ભાર મૂકે છે. પોતાના કાર્યક્રમમાં શાન્તિમય, રચનાત્મક કાર્યને તેઓ ખૂબ જ મહત્ત્વ આપે છે, અને એ રચનાત્મક કાર્યદ્વારા આખા આમવર્ગને ઉદ્યમી અને સ્વાવલંબી બનાવી તેઓ સમાજની એવી આર્થિક રચના કરવા માગે છે, કે જેથી વધારેપડતો ધન-સંચય અશક્ય થઈ પડે અથવા અપવાદરૂપ હોય. મૂડીદારોના હાથમાં વધારેપડતી સત્તા આવી જ ન શકે, સમાજમાંથી તમામ પ્રકારની વિષમતા આપોઆપ ઓછી થઈ જાય અને સામાજિક કે આર્થિક અન્યાયો અને જુલમોનો ઉદ્ભવ જ ન થવા પામે. તેમના કાર્યક્રમમાં અમુક વર્ગનું ભલે તે વર્ગ બહુ મોટો હોય પણ—એકલા એક વર્ગનું નહિ પણ સકળ માનવજાતનું કલ્યાણ સમાયેલું છે. તેમના કાર્યક્રમમાં નાનામાં નાના વર્ગનો પણ ઉચ્છેદ નથી. જે વર્ગ આજે અન્યાય અને જુલમ કરી રહ્યા છે, તેનો પણ પ્રેમ અને અહિંસાથી હૃદયપલટો કરવાનો છે. સમાજના એકેએક વર્ગને તેના ન્યાયયુક્ત અને સમાજને હિતકારી એવે સ્થાને સ્થાપીને સર્વોદય સિદ્ધ કરવાનો ગાંધીજીનો માર્ગ છે.

# અરાજ્યવાદ અને ત્રાસવાદ *

ગૂજરાત વિદ્યાપીઠમાં સને ૧૯૩૧ના યુદ્ધવિરામ દરમ્યાન સ્વરાજ્ય વિદ્યાલયના વર્ગો ચાલતા, તેમાં એક વિષય દેશદેશના વિપ્લવોનો હતો. રશિયાના મહાવિપ્લવ વિષે કહેવાનું મારે ભાગ આવ્યું હતું. ત્યારથી મારો વિચાર હતો કે તે વિષે કાંઈ લખવું. પણ એ લખવાનો યોગ ન આવ્યો. જેલમાં ભાઈશ્રી બબલભાઈએ રશિયા વિષે ખાસ અભ્યાસ કરવાની ઇચ્છા દર્શાવી, ત્યારે તેમને પુસ્તકો સૂચવવા ઉપરાંત તે પુસ્તકોનો સાર આપવાનું પણ સૂચવ્યું. એ કામ તેમણે બહુ હોંશથી અને કુશળતાથી કર્યું છે. મારી સૂચના સ્વીકારીને આ કામ તેમણે કર્યું એટલે તેમની સૂચનાથી મારે તેમના પુસ્તકની પ્રસ્તાવના પણ લખવી જ જોઈએ.

સમાજવાદ અને સામ્યવાદના સિદ્ધાન્તો તથા કાર્યક્રમ વિષે તેમજ રશિયામાં અત્યારે જે ચાલે છે એ વિષે આપણે ત્યાં વાતો બહુ થાય છે. પણ સિદ્ધાન્તોના શોધકો તથા પ્રવર્તકો વિષે તેમજ રશિયામાં મજૂરપક્ષનાં હાથમાં સત્તા કેવી રીતે આવી, તે સત્તા

* 'રશિયાનું ઘડતર'ની પ્રસ્તાવના.

પ્રાપ્ત થઈ તે પહેલાં ત્યાંના શ્રમવર્ગને કેટલાં સંકટો વેઠવાં પડ્યાં છે તથા મજૂર–નેતાઓએ કેવી સાધના કરીને ત્યાંની પ્રજાને તૈયાર કરી, એ વિષે આપણે બહુ ઓછું જાણીએ છીએ. એ બધો ઇતિહાસ બરાબર જાણીએ તો જ આપણે તેમાંથી કાંઈક લાભ ઉઠાવી શકીએ.

ભૂતકાળનો ઇતિહાસ આપણે વિવેકપૂર્વક તપાસીએ અને વર્તમાન પરિસ્થિતિનો સારી રીતે અભ્યાસ કરીએ તો જ આપણે આપણા ભવિષ્યના કાર્યની દિશા આંકી શકીએ. બીજા દેશના ઇતિહાસમાંથી તો આપણે તો જ લાભ ઉઠાવી શકીએ જો તે દેશની પરિસ્થિતિ અને આપણા દેશની પરિસ્થિતિનો આપણે સારી રીતે વિવેક કરી શકીએ. જુદાજુદા દેશને પોતાની ભૂતકાળની સાધના પ્રમાણે જુદાજુદા સંજોગો પ્રાપ્ત થાય છે. કોઈ પણ દેશનું અનુકરણ કરવાનો વિચાર કરતાં પહેલાં એ સંજોગોમાં રહેલો ભેદ આપણે હંમેશાં ધ્યાનમાં રાખવો જોઈએ. એક દેશને અમુક માર્ગે સફળતા મળી માટે સંજોગોના ભેદની અવજ્ઞા કરીને આપણે આપણા દેશમાં પણ એ જ માર્ગ ગ્રહણ કરવા જઈએ તો ભુલાવામાં પડીએ. આજે રશિયામાં વિપ્લવનું કામ ધમધોકાર ચાલી રહેલું હોવાથી આખી દુનિયાનું ધ્યાન તેની તરફ ખેંચાયું છે: દુનિયાના તમામ દેશના પીડિત લોકો તેની સામે આશાની મીટ માંડીને બેઠા છે. પરંતુ જે પરિસ્થિતિમાં ત્યાં વિપ્લવની સ્થાપના થઈ શકી છે તે પરિસ્થિતિ આપણે ત્યાં છે કે કેમ, અત્યારસુધી આપણે સેવેલા આદર્શો, પોષેલી આકાંક્ષાઓ અને કરેલી સાધનાને એ અનુકૂળ છે કે કેમ, તે વિચારી લેવાની બહુ જરૂર છે. તે વિચારણામાં મદદરૂપ થવાનો આ પુસ્તકનો એક હેતુ છે.

રશિયાના ઝારની આપખુદ સત્તા સામે ત્યાંની પ્રજાએ પહેલું માથું ઊંચક્યું સને ૧૮૨૫માં. ત્યારથી માંડીને તે સને ૧૯૧૭માં

મજૂરપક્ષના નેતાઓએ રાજ્યસત્તા હસ્તગત કરીને દેશમાં વિપ્લવની સ્થાપના કરી ત્યાં સુધીના ઇતિહાસમાં ઝારની સત્તાને ફગાવી દેવા માટે જે પ્રયત્નો થયા તેમાં ત્રાસવાદીઓ (terrorists) એ ચલાવેલી ખુનામરકીની પ્રવૃત્તિ આપણું વિશેષ ધ્યાન ખેંચે છે. એ પ્રવૃત્તિને દાબી દેવા માટે ઝારની સરકારે કાળો કેર વર્તાવ્યો અને તેને પરિણામે એ પ્રવૃત્તિમાં સામેલ તેમજ નહિ સામેલ એવાં હજારો યુવાનો અને યુવતીઓને દેશનિકાલની તથા કારાવાસની અસહ્ય યાતનાઓ સહન કરવી પડી. વળી ઝારનાં તેમજ તેના જુલમી અમલદારોનાં ખૂન છૂપી રીતે કરવાનાં હોઈ તેની યોજના કરવામાં આ લોકોએ અદ્ભુત સાહસ અને કુશળતા દર્શાવ્યાં. તેમ કરતાં જે યુવાનો અને યુવતીઓ પકડાઈ ગયાં તેમણે પોતાનાં કૃત્યનો નિખાલસ એકરાર કરીને નીડરપણે આનંદપૂર્વક મૃત્યુને વધાવી લીધું. એ બધાની આ આખી કથા વાંચી વાંચનારનાં દિલમાં આ ત્રાસવાદીઓનાં કૃત્ય પ્રત્યે નહિ તો તેમના બલિદાન પ્રત્યે પ્રશંસાની લાગણી ઉત્પન્ન થયા વિના રહેતી નથી. છતાં રશિયાના ઘડતરના આ ઇતિહાસ ઉપરથી પુરવાર તો એ થાય છે કે રશિયાનો વિપ્લવ આ ત્રાસવાદી પ્રવૃત્તિ (terrorism)ને આભારી નથી. જે જે દેશમાં સરકારનો અન્યાય અને જુલમ વધી પડ્યો છે ત્યાં ત્યાં આ પ્રવૃત્તિ જન્મ પામી છે. પરંતુ કોઈ પણ દેશમાં સરકારને ઉથલાવી પાડવામાં તે સફળ થઈ નથી. છતાં દરેક દેશમાં નવલોહિયાં યુવાનો અને યુવતીઓને તે આકર્ષતી જ રહી છે. તેથી આપણે તેની ચર્ચા કંઈક વિગતમાં ઊતરીને કરીશું.

અઢારમી સદીમાં યુરોપમાં દરેક દેશમાં નિરંકુશ બાદશાહી ચાલતી. રાજાઓ પોતાની આપખુદ સત્તાથી પ્રજાના દરેક કાર્યમાં બહુ દખલ કરતા. તેના પ્રત્યાઘાતરૂપે ખાસ કરીને દક્ષિણ યુરોપના દેશોમાં એવી ફિલસૂફી અથવા વાદનો જન્મ થયો કે

સમાજને રાજા અથવા મધ્યવર્તી રાજ્યસત્તા કે સરકારની કશી જરૂર નથી. એ ન હોય તો જ લોકો સુખી થાય. આ ફિલસૂફી અથવા વાદને 'ઍનાર્કિઝમ' અથવા 'અરાજ્યવાદ' કહેવામાં આવે છે.

આ ફિલસૂફી રાજ્યદંડ વિનાની નવી સમાજરચનાની કલ્પના કરે છે. તેના આદર્શો બહુ ઊંચા છે, પરંતુ સાધારણ રીતે લોકો 'અરાજ્યવાદ' અને તેની વિકૃતિમાંથી ઊભા થયેલા 'ત્રાસવાદ' વચ્ચે ગોટાળો કરી નાખે છે. એટલે એ બે વચ્ચેનો ભેદ સ્પષ્ટ રીતે સમજી લેવાની જરૂર છે.

પ્રચલિત સરકારનો વિરોધ કરવો એ અરાજ્યવાદનું એક મૂળતત્ત્વ ગણાય. સરકારના અન્યાય અને જુલમનો ભોગ થઈ પડેલા વર્ગમાંથી સહેજે ઉશ્કેરાઈ જાય એવા અને જે સાધન સહેજે મળી આવે તે સાધન વડે લડવા તૈયાર થઈ જનારા લોકો પણ પોતાને અરાજ્યવાદી કહેવડાવવા લાગ્યા. કારણ સરકારનો વિરોધ કરવો એ તત્ત્વ તેમનામાં અને શુદ્ધ અરાજ્યવાદીઓમાં સામાન્ય હતું. સરકારી કામમાં હરકોઈ રીતે દખલ કરવી અને મોટા નાના સરકારી અમલદારોનાં ખૂન કરી સરકારી નોકરોમાં ત્રાસ ફેલાવવો, એ પેલા બીજા વર્ગનો માર્ગ હતો. તેમને અરાજ્યવાદી ફિલસૂફી સાથે કશી લેવાદેવા નહોતી. તેથી એ વર્ગ માટે ત્રાસવાદી ( terrorist ) એ નામ વપરાય છે તે જ યોગ્ય છે.

અરાજ્યવાદનો અર્થ પોતાના પાડોશીના કે સમાજના હિતાહિતનો વિચાર કર્યા વિના જેને પોતાના વિરોધી માન્યા તેની ખુનામરકી કરવી એવો નથી જ. શુદ્ધ અરાજ્યવાદીઓ તો એટલું જ કહે છે કે મધ્યવર્તી સત્તાવાળી સરકાર અથવા તો રાજ્યદંડ એ હરકોઈ સ્વરૂપમાં અનિષ્ટ વસ્તુ છે. તેનું મંડાણ જ બળજબરી ઉપર થયેલું છે. માટે એ ન જોઈએ. સરકાર અંકુશ રાખે અને સજા કરે ત્યારે જ લોકો ભલાઈથી રહે એ સુધરેલી

દશા ન જ ગણાય. અત્યારનું કોઈ પણ રાજ્યતંત્ર લશ્કરી બળ અથવા દંડ એટલે કે સજા વિના ચાલી શકતું નથી. ગમે તેટલા લોકપ્રતિનિધિત્વવાળું રાજ્યતંત્ર હોય તોપણ તે તંત્રની સત્તા ધરાવનારા પક્ષાપક્ષી અથવા સ્વાર્થથી પર નથી હોતા. કાંઈ નહિ તો તેમના મગજમાં સત્તાનો દોર તો આવી જ જાય છે. પોતાની સત્તા ચલાવવા તેઓ બીજા લોકો ઉપર બળજબરી કરે છે. બળજબરીના વ્યવહારમાં જાલિમ તેમજ પીડિત બન્ને વર્ગમાં પોતાની સ્થિતિપરત્વે જુદીજુદી જાતના દુર્ગુણો પેસી જાય છે. અને પરિણામે આખા સમાજનું અધઃપતન થાય છે. જો સમાજમાંથી બળજબરી નાબૂદ થઈ જાય અને કોઈ કોઈના ઉપર જુલમ ન ગુજારે તો દરેક વ્યક્તિ વધારેમાં વધારે સ્વાતંત્ર્ય ભોગવી શકે અને માણસમાત્ર પોતાની સ્વાભાવિક સ્થિતિમાં રહી શકે. માણસનો સ્વભાવ સૌની સાથે હળીમળીને રહેવાનો, સૌની સાથે સ્નેહભાવથી વર્તવાનો, એકબીજાને મદદ કરવાનો, હોય છે. પોતાને સરકાર કહેવડાવનારા સ્વાર્થી માણસો બળજબરીથી સમાજની સ્વભાવજન્ય સુવ્યવસ્થામાં દખલ કરે છે, ત્યારે સમાજમાં વિકૃતિ થાય છે અને લોકો સ્વાર્થથી અંધ બની બીજાનું અહિત કરીને પણ પોતાના સુખનો વિચાર કરતા થઈ જાય છે. આવી દખલગીરી ન હોય તો સમાજમાંથી અન્યાય અને જુલમ આપોઆપ નાબૂદ થાય, અને આખો સમાજ સલાહસંપથી રહે, એ જાતની શ્રદ્ધા ઉપર અરાજ્યવાદનું મંડાણ છે. આ ફિલસૂફીના પુરસ્કર્તાઓમાં બાકુનીન અને ક્રોપોટ્કિન જેવા સાધુચરિત પુરુષો થઈ ગયા છે. ટૉલ્સ્ટૉય પણ તાત્ત્વિક દૃષ્ટિએ આવી જ ફિલસૂફીમાં માનનારો હતો. અમેરિકન ફિલસૂફ થોરોએ કહ્યું છે કે જે બિલકુલ રાજ્ય ન ચલાવે તે સરકાર ઉત્તમ અને લોકો જ્યારે તેટલાં તૈયાર થશે ત્યારે એવાં તંત્રવાળી વ્યવસ્થા તેઓ ભોગવતા થઈ જશે;

આ મહાન અરાજ્યવાદીઓએ, જે સમાજની વચ્ચે તેઓ રહેતા તેમના ઉપર સુંદર છાપ પાડી છે, છતાં તે બધાને તેમના દેશની સરકારોએ જેલમાં નાખ્યા છે. સાચા અરાજ્યવાદીઓનું બહુ સારું કામ પણ બેવકૂફ સરકારને કેવું ખૂંચતું તેનો સરકારપક્ષે કરેલો નિખાલસ એકરાર ઇટાલિયન અરાજયવાદી માલાટેસ્ટાના એક કિસ્સામાંથી આપણને મળે છે. ઇટલીની અદાલતમાં તેના ઉપર કામ ચાલ્યું. સરકારી વકીલે દલીલ કરી કે માલાટેસ્ટા જે પ્રદેશમાં કામ કરતો ત્યાંના મજૂરોમાં તેની અસર એટલી બધી ભારે થઈ છે કે તેથી મજૂરોના ચારિત્રમાં મોટો સુધારો થઈ ગયો છે. એ લોકોમાંથી ગુનેગાર વૃત્તિ નાબૂદ થવા માંડી છે, અને હવે ત્યાં ગુના ભાગ્યે જ બને છે. જો ગુના થતા જ બંધ થઈ જાય તો પછી અદાલતોને કામ શું રહે? માટે માલાટેસ્ટાને જેલની સજા થવી જોઈએ! અને સાચે જ માલાટેસ્ટાને ૭ માસની સજા થઈ.

લગભગ આ જ જાતની ફિલસૂફીમાંથી જન્મેલી હિલચાલ રશિયામાં 'નિહિલિઝમ' 'નકારવાદ'ને નામે ઓળખાઈ છે: નકારવાદીઓ (નિહિલિસ્ટો)નો વિરોધ કેવળ રાજ્યસત્તા સામે જ નહિ પણ રૂઢિજડ ધાર્મિક તેમજ સામાજિક સંસ્થાઓની સામે પણ હતો. તેઓ સાચા માણસોનો હમેશાં આદર કરતા, પણ સગવડ-પંથી તથા ધર્મને નામે ધતિંગ ચલાવનારાઓના તેઓ કટ્ટા શત્રુ હતા. સુધરેલા ગણાતા સમાજમાં જે દંભ અને જૂઠાણાં રૂઢ થયેલાં જોવામાં આવે છે, અને સંસ્કારિતા તથા શિષ્ટાચારને નામે જેને ચલણ મળે છે, તેની સામે નિહિલિસ્ટોએ જેહાદ પુકારી હતી. જેની તરફ પોતાનો અણગમો હોય તેને મળતાં મોં ઉપર કૃત્રિમ સ્મિત સાથે કહેવું કે તમને જોઈને હું બહુ ખુશ થયો, એવા એવા દંભી શિષ્ટાચારોને તેઓ ધિક્કારતા. મોટા ગણાતા લોકોની વાત-

ચીતમાં જે વધુ પડતો અને કૃત્રિમ લાગતો વિનયવિવેક જોવામાં આવે છે તે તેમણે છોડી દીધો હતો. ગરીબોના શોષણ ઉપર પોષાતી કલાકારીગરીને તે વ્યર્થ ગણતા. પોતાના વિચારો તેઓ તદ્દન ખુલ્લી અને તોછડી લાગે એવી ભાષામાં વ્યક્ત કરતા. પૈસાદાર લોકો સુખચેનમાં પડ્યા રહી ગરીબ લોકો પ્રત્યે જે જુઠ્ઠી દયા અને સહાનુભૂતિ બતાવતા જોવામાં આવે છે તે જોઈને તો તેઓ પોતાનો પુણ્યપ્રકોપ દાબી જ શકતા નહિ. આવો માણસ પછી તે શ્રીમંત વર્ગનો હોય કે અમલદારવર્ગનો હોય તેને તે સાફસાફ સંભળાવી દેતો: 'ગરીબોનું ભલું કરવાની તું વાતો કરે છે, તે તારો ડોળ છે. ખરી રીતે તો ગરીબોના ધનનો તું જ પહેલા નંબરનો ચોર છે.' વળી પોતાની બુદ્ધિ જે કબૂલ ન કરી શકે એવા તમામ વહેમો, રિવાજો, ટેવો, પૂર્વગ્રહો —એ બધું તે પોતે છોડી દેતો, અને બીજાઓ પાસે છોડાવવાનો આગ્રહ રાખતો. સુંવાળી મીઠાશના વિરોધ તરીકે તે પોતાની મુખમુદ્રા કડક રાખતો. ધાર્મિક, સાંસારિક, રાજદ્વારી, અર્થપ્રકરણી તમામ બાબતોમાં સમાજમાં દંભ, જૂઠાણું અને અન્યાય ચાલી રહ્યાં છે એવી આ લોકોની માન્યતા હોવાથી તમામ પ્રચલિત વ્યવસ્થા અને સંસ્થાઓનો તેઓ ઇનકાર કરતા અને તેમાંનું કશું જ રાખવા જેવું નથી એમ કહેતા. 'નિહિલ' એટલે કાંઈ નહિ—તે ઉપરથી આ પંથ 'નિહિલિઝમ'ને નામે ઓળખાતો. છતાં તેમની પ્રવૃત્તિ કેવળ ખંડનાત્મક હતી એમ માનીએ તો તેમને અન્યાય થાય. સચ્ચાઈ એ તેમનો મોટામાં મોટો ગુણ હતો, અને નિત્યજીવનની ઝીણીઝીણી વિગતોમાં પણ તેઓ પોતાની માન્યતાઓને વફાદાર રહીને વર્તતા. રશિયાના શિક્ષિત વર્ગ ઉપર આ પ્રવૃત્તિની છાપ બહુ ઊંડી પડી હતી. અને તેમાં અમીર કુટુંબનાં અનેક પુત્ર-પુત્રીઓ જોડાયાં હતાં. ગુલામોના પરસેવામાંથી પેદા થયેલી

પોતાનાં માંબાપની દોલત તેમને અળખામણી લાગતી. ગરીબોની મહેનતમાંથી મળતાં મિષ્ટાન્ન તેમને કડવાં લાગતાં. એટલે તેઓ તદ્દન સાદો ખોરાક ખાતાં અને સાદાં કપડાં પહેરતાં. નિહિલિસ્ટ યુવતીઓ પણ યુવાનોની માફક વાળ ટૂંકા રાખતી અને તદ્દન જાડાં અને સાદાં કપડાં પહેરતી. શ્રીમંત કુટુંબનાં કેટલાંયે યુવક-યુવતીઓ કારખાનાંમાં મજૂરી કરવા જતાં અને તેમાંથી જે મળે તે ઉપર પોતાનું ગુજરાન ચલાવતાં. 'આમ વર્ગમાં ભળી જાઓ, ગરીબો સાથે એકતા સાધો,' એ તેમનો મુદ્રાલેખ હતો. તેમનામાંથી ઘણાં ગામડાંમાં લોકોને પોતાની દશાનું ભાન કરાવવા, તેમનામાં જાગૃતિ આણવા નીકળી પડતાં. રશિયાનાં ગામડાંમાં ફરવું એટલે બરફ અને ધુમ્મસમાં રખડવું. તેને લીધે કેટલાંક ક્ષયની અને એવી શરીરને ઘસવી કે ભાંગી નાખે તેવી બિમારીનો ભોગ થઈ પડતાં, છતાં તેમના જુસ્સાને બિમારી લાગતી નહિ. તેઓ પોતાનાં સાથીઓને કહેતાં: " હવે અમે તો પરવારી ગયાં, પરંતુ તમે ચાલુ રાખજો." રશિયાનું સાચું ઘડતર આ લોકોએ આવી અદ્ભુત વીરતાથી આમવર્ગને જાગૃત કરવાનું અને કેળવવાનું કામ કરીને કર્યું છે.

આ પ્રવૃત્તિની સાથે 'ત્રાસવાદી'ઓની પ્રવૃત્તિને આપણે ભેળવી દઈએ, તો આપણે મોટા ભુલાવામાં પડીએ. જોકે એ વર્ગના માણસોમાંથી પણ જેઓની ધીરજ ખૂટી અને અકળાયા તેઓ ત્રાસવાદી પ્રવૃત્તિમાં ભળ્યાં છે ખરાં. પરંતુ તેમના આગેવાનો અને સમજદાર માણસોએ ત્રાસવાદી ચળવળને કદી વધાવી લીધી નથી.

છતાં સરકારની દમનનીતિને અને ત્રાસવાદી પ્રવૃત્તિને બહુ સંબંધ છે. એ પ્રવૃત્તિને હમેશાં દમનનીતિથી પોષણ મળે છે. ઝારનો જુલમ જ્યારે બહુ વધી પડ્યો ત્યારે કેટલાકોએ પોતાના

જાન જોખમમાં નાંખી તેનો વિરોધ કરવા માંડ્યો. એ વિરોધને દાબી દેવા સરકારે વધુ જુલમ કરવા માંડ્યો, તેમાંથી બૉમ્બ વગેરે સાધનોથી ઝાર અને તેના અમલદારોનાં છૂપી રીતે ખૂન કરવાની પ્રવૃત્તિ ઊપડી. લોકકેળવણીની પ્રવૃત્તિમાં પડેલા માણસો પણ ગામડેગામડે ફરવા અને કામ કરવા છતાં પોતે આશા બાંધી હોય એટલો લોકોનો સાથ ન મળે, અને બીજી તરફથી સરકાર તરફથી તેમના કામમાં અંતરાય જ નાખ્યાં કરવામાં આવે ત્યારે ઘણીવાર અકળાય છે, અને આ માર્ગે ખેંચાઈ જાય છે. કોઈ પણ દબાયેલી કે પડેલી પ્રજાને કેળવીને જાગૃત કરવા માટે કડક શિસ્તવાળું જીવન ગાળવાની કાર્યકર્તાની તૈયારી જોઈએ, અખૂટ ઠંડી ધીરજ જોઈએ. પ્રજાનું પુનરુજ્જીવન લોકકેળવણી દ્વારા જ થઈ શકે. ઉશ્કેરાઈ જઈને અથવા ઉતાવળા અને અધીરા બની જઈને મારફાડ કે ખુનામરકી ઉપર ચડી જવાથી મુક્તિ નથી મળતી, એ પાઠ આ પુસ્તકમાંથી આપણને મળે છે.

ઝારવિરોધી કશી પ્રવૃત્તિ ખુલ્લી રીતે થઈ શકે એમ ન રહ્યું એટલે અકળાયેલા કાર્યકર્તાઓએ ગુપ્ત મંડળો રચ્યાં, અને ખુનામરકી કરી સત્તાધીશોમાં ત્રાસ ફેલાવવાની પ્રવૃત્તિ આદરી. આ લોકમાંના ઘણાનાં ખાનગી જીવન તો બહુ સાદાં, નમ્ર, પ્રેમાળ અને પવિત્ર હતાં. પરંતુ કોઈ પણ ગુપ્ત પ્રવૃત્તિમાં સડો જલદી દાખલ થાય છે. ઊંચા ઉદ્દેશના ઓઠા નીચે પોતાનો સ્વાર્થ સાધવાની પેરવીવાળા માણસો તેમાં સહેજે ભળી જઈ શકે છે. આવાં મંડળોની બાતમી મેળવવા તથા તેમાંના માણસોને ફસાવવા સરકાર પણ પોતાનાં માણસોને આમાં સહેજે ઘુસાડી દઈ શકે છે. અને તેને પરિણામે આવી પ્રવૃત્તિઓમાં પ્રપંચ, દગોફટકો અને પરસ્પર વિશ્વાસઘાતને ખૂબ અવકાશ રહે છે.

આ ખુનામરકીની પ્રવૃત્તિમાં પડેલાં અનેક સ્ત્રીપુરુષોના

પોતાનાં માબાપની દોલત તેમને અળખામણી લાગતી. ગરીબોની મહેનતમાંથી મળતાં મિષ્ટાન્ન તેમને કડવાં લાગતાં. એટલે તેઓ તદ્દન સાદો ખોરાક ખાતાં અને સાદાં કપડાં પહેરતાં. નિહિલિસ્ટ યુવતીઓ પણ યુવાનોની માફક વાળ ટૂંકા રાખતી અને તદ્દન જાડાં અને સાદાં કપડાં પહેરતી. શ્રીમંત કુટુંબનાં કેટલાંયે યુવક-યુવતીઓ કારખાનાંમાં મજૂરી કરવા જતાં અને તેમાંથી જે મળે તે ઉપર પોતાનું ગુજરાન ચલાવતાં. 'આમ વર્ગમાં ભળી જાઓ, ગરીબો સાથે એકતા સાધો,' એ તેમનો મુદ્રાલેખ હતો. તેમનામાંથી ઘણાં ગામડાંમાં લોકોને પોતાની દશાનું ભાન કરાવવા, તેમનામાં જાગૃતિ આણવા નીકળી પડતાં. રશિયાનાં ગામડાંમાં ફરવું એટલે બરફ અને ધુમ્મસમાં રખડવું. તેને લીધે કેટલાંક ક્ષયની અને એવી શરીરને ઘસવી કે ભાંગી નાખે તેવી બિમારીનો ભોગ થઈ પડતાં, છતાં તેમના જુસ્સાને બિમારી લાગતી નહિ. તેઓ પોતાનાં સાથીઓને કહેતાં: "હવે અમે તો પરવારી ગયાં, પરંતુ તમે ચાલુ રાખજો." રશિયાનું સાચું ઘડતર આ લોકોએ આવી અદ્‌ભુત વીરતાથી આમવર્ગને જાગૃત કરવાનું અને કેળવવાનું કામ કરીને કર્યું છે.

આ પ્રવૃત્તિની સાથે 'ત્રાસવાદી'ઓની પ્રવૃત્તિને આપણે ભેળવી દઈએ, તો આપણે મોટા ભુલાવામાં પડીએ. જોકે આ વર્ગના માણસોમાંથી પણ જેઓની ધીરજ ખૂટી અને અકળાયા તેઓ ત્રાસવાદી પ્રવૃત્તિમાં ભળ્યાં છે ખરાં. પરંતુ તેમના આગેવાનો અને સમજદાર માણસોએ ત્રાસવાદી ચળવળને કદી વધાવી લીધી નથી.

છતાં સરકારની દમનનીતિને અને ત્રાસવાદી પ્રવૃત્તિને બહુ સંબંધ છે. એ પ્રવૃત્તિને હમેશાં દમનનીતિથી પોષણ મળે છે. ઝારનો જુલમ જ્યારે બહુ વધી પડ્યો ત્યારે કેટલાકોએ પોતાના

જાન જોખમમાં નાંખી તેનો વિરોધ કરવા માંડ્યો. એ વિરોધને દાબી દેવા સરકારે વધુ જુલમ કરવા માંડ્યો, તેમાંથી બોમ્બ વગેરે સાધનોથી ઝાર અને તેના અમલદારોનાં છૂપી રીતે ખૂન કરવાની પ્રવૃત્તિ ઊપડી. લોકકેળવણીની પ્રવૃત્તિમાં પડેલા માણસો પણ ગામડેગામડે ફરવા અને કામ કરવા છતાં પોતે આશા બાંધી હોય એટલો લોકોનો સાથ ન મળે, અને બીજી તરફથી સરકાર તરફથી તેમના કામમાં અંતરાય જ નાખ્યાં કરવામાં આવે ત્યારે ઘણીવાર અકળાય છે, અને આ માર્ગે ખેંચાઈ જાય છે. કોઈ પણ દબાયેલી કે પડેલી પ્રજાને કેળવીને જાગૃત કરવા માટે કડક શિસ્તવાળું જીવન ગાળવાની કાર્યકર્તાની તૈયારી જોઈએ, અખૂટ ઠંડી ધીરજ જોઈએ. પ્રજાનું પુનરુજ્જીવન લોકકેળવણી દ્વારા જ થઈ શકે. ઉશ્કેરાઈ જઈને અથવા ઉતાવળા અને અધીરા બની જઈને મારફાડ કે ખુનામરકી ઉપર ચડી જવાથી મુક્તિ નથી મળતી, એ પાઠ આ પુસ્તકમાંથી આપણને મળે છે.

ઝારવિરોધી કશી પ્રવૃત્તિ ખુલ્લી રીતે થઈ શકે એમ ન રહ્યું એટલે અકળાયેલા કાર્યકર્તાઓએ ગુપ્ત મંડળો રચ્યાં, અને ખુનામરકી કરી સત્તાધીશોમાં ત્રાસ ફેલાવવાની પ્રવૃત્તિ આદરી. આ લોકમાંના ઘણાનાં ખાનગી જીવન તો બહુ સાદાં, નમ્ર, પ્રેમાળ અને પવિત્ર હતાં. પરંતુ કોઈ પણ ગુપ્ત પ્રવૃત્તિમાં સડો જલદી દાખલ થાય છે. ઊંચા ઉદ્દેશના ઓઠા નીચે પોતાનો સ્વાર્થ સાધવાની પેરવીવાળા માણસો તેમાં સહેજે ભળી જઈ શકે છે. આવાં મંડળોની બાતમી મેળવવા તથા તેમાંના માણસોને ફસાવવા સરકાર પણ પોતાનાં માણસોને આમાં સહેજે ઘુસાડી દઈ શકે છે. અને તેને પરિણામે આવી પ્રવૃત્તિઓમાં પ્રપંચ, દગોફટકો અને પરસ્પર વિશ્વાસઘાતને ખૂબ અવકાશ રહે છે.

આ ખુનામરકીની પ્રવૃત્તિમાં પડેલાં અનેક સ્ત્રીપુરુષોના

દાખલા આ પુસ્તકમાં છે, જેમની વીરતા અને બલિદાન આપણા દિલમાં આદર ઉત્પન્ન કરે છે. પોતે ઉપાડેલા કાર્ય ખાતર તેમણે જે સાહસ કર્યાં છે અને યાતનાઓ વેઠી છે, તે પ્રશંસાના ઉદ્ગાર કઢાવે છે. પરંતુ આ પ્રવૃત્તિમાંથી ઉદ્દેશની કેટલી સિદ્ધિ થઈ અને સમાજનું કેટલું હિત સધાયું એ કસોટીએ જ્યારે તેને આપણે કસીએ છીએ ત્યારે તેની વ્યર્થતા પ્રતીત થયા વિના રહેતી નથી. આ પ્રવૃત્તિમાં ઉતાવળ અને અવિચાર છે, અને ઘણીવાર આ પ્રવૃત્તિને લીધે જ પ્રજા વધારે દબાય છે અને વધારે પડે છે. સરકાર જ્યારે આ પ્રવૃત્તિને દાબી દેવા જુલમ કરવા માંડે છે ત્યારે તેના સંચાલકો તો છૂપા હોઈ તેમનામાંના ભાગ્યે જ કોઈને સરકાર પહોંચી શકે છે કે પકડી શકે છે. તમામ હેરાનગતિ અને કનડગત જેમને આ પ્રવૃત્તિ સાથે કશી લેવાદેવા ન હોય એવા લોકોને વેઠવી પડે છે. તેને લીધે લોકોમાં અણવિશ્વાસ અને ભયનું વાતાવરણ એવું પ્રસરી જાય છે કે બીજી તમામ ઉપયોગી પ્રવૃત્તિઓ પણ અટકી પડે છે. આપણા દેશમાં સને ૧૯૩૨માં ત્રાસવાદીઓની પ્રવૃત્તિ બહુ જોસમાં ઊપડી હતી. તેને દાબી દેવા સરકારે અતિશય ઉગ્ર ઇલાજો લીધા. તેને પરિણામે દેશના જે ભાગમાં ખુનામરકી થઈ હતી ત્યાં આજે કશી જ સાર્વજનિક પ્રવૃત્તિ રહી નથી. રશિયામાં લગભગ સો વર્ષના ગાળામાં આ પ્રવૃત્તિના ઘણા ઉછાળા આવી ગયા. પણ દરેક વખતે તેના પ્રત્યાઘાતથી લોકોની મુશ્કેલી વધી જ હતી અને પ્રગતિ અટકી હતી. રશિયામાં થયેલી લોકજાગૃતિનો તથા વિપ્લવ માટેની ભૂમિકાની તૈયારીનો યશ ત્યાંની ત્રાસવાદી પ્રવૃત્તિને નહિ, પણ ગામડેગામડે ફરીને લોકકેળવણીનું કામ કરનારાં યુવકયુવતીઓને ઘટે છે.

હિંસામય ક્રાન્તિને અનિવાર્ય માનનારા સામ્યવાદીઓ પણ આ ત્રાસવાદી પ્રવૃત્તિને એટલે કે છૂટીછવાઈ ખુનામરકીને વ્યર્થ માને

છે. અત્યારની સરકારો પાસે સરંજામ એટલો બધો છે અને એવા પ્રકારનો છે કે છૂટીછવાઈ ખુનામરકીને તો તેઓ સહેજમાં કચડી નાખી શકે. મશીનગનો, વિમાનો, ઝેરી વાયુઓ વગેરે ભારે લશ્કરી સરંજામવાળી સરકારો સામે પ્રજાનો સશસ્ત્ર બળવો પણ ન ચાલે. કારણ પ્રજા પાસે મશીનગનો કે વિમાનો ન હોય. એવી વસ્તુઓ સરકારથી છૂપી રીતે ન બનાવી શકાય. પ્રજા પાસે બહુ તો રીવૉલ્વરો અને તરવારબંદૂકો હોય, તેનું સરકારનાં વિમાનો અને મશીનગનો સામે કશું ન ચાલે. એટલે કોઈ પણ સરકારનો સશસ્ત્ર પ્રતિકાર તો પ્રજા ત્યારે જ કરી શકે જ્યારે સરકારની ફોજમાં અસંતોષ ફેલાય, આખું લશ્કર ફરી જાય અને તમામ સાધનો સાથે સરકારની સામે થઈ જાય, અથવા બીજા દેશની સરકાર પેસી પ્રજાને મદદ કરવા ચડી આવે. પરંતુ એમાં સફળતા મળે તોપણ જેના બળથી વિજય મળ્યો હોય તે લશ્કરની અથવા બીજા દેશની સરકારની જ સત્તા સ્થપાય. તેમાં સાચું પ્રજાસ્વાતંત્ર્ય ન હોય. અત્યારની પરિસ્થિતિમાં તો કોઈ પણ દેશમાં સરકારનો સશસ્ત્ર વિરોધ કરવાનું પ્રજાને માટે શક્ય નથી.

ત્યારે રશિયામાં મજૂરનેતાઓ ઝારશાહીને શી રીતે ઉથલાવી શક્યા? રશિયાના સંજોગો એક રીતે જોઈએ તો અપવાદરૂપ હતા. મહાયુદ્ધમાં '૧૪થી '૧૭ સુધી ભાગ લેવાથી રશિયાની સરકારનો ખજાનો ખૂટી ગયો હતો. લશ્કરને લડવા માટે તે પૂરતાં સાધન નહોતી આપી શકતી એટલું જ નહિ, પણ ફોજને પૂરતાં કપડાં અને ખોરાક પણ નહોતી આપી શકતી. પરિણામે લશ્કર અસંતુષ્ટ અને નિરુત્સાહ થઈ લડાઈથી કંટાળી ગયું, ઉપરીઓના હુકમોનો અનાદર કરવા લાગ્યું અને છેવટે આપોઆપ વિખરાઈ ગયું. આમ ઝારનું લશ્કરી બળ ભાંગી ગયું ત્યારે જ લોકનેતાઓ રાજ્યસત્તા હસ્તગત કરી શક્યા. . . . .

સરકાર લશ્કરવિનાની જ થઈ જાય એવી તક રશિયાની પ્રજાને મળી. તે બીજા દેશને કાંઈ સહેજે મળી શકે નહિ. રશિયાના વિપ્લવ પછી જર્મનીમાં, ઇટલીમાં, સ્પેનમાં, પોર્ટુગાલમાં તથા ચીનમાં સામ્યવાદીઓએ સશસ્ત્ર યુદ્ધ કરીને તે તે દેશની ચાલુ સરકારોને કબજે કરવાનો પ્રયત્ન કર્યો છે, પણ એ બધા દેશોમાં તેમને નિષ્ફળતા જ પ્રાપ્ત થઈ છે. એ તો ફરી પાછું મહાયુદ્ધ થાય અને તેમાં જે દેશની સરકારનો ખજાનો ખલાસ થઈ જાય અને તે દેશ પોતાના લશ્કરને હથિયાર, ખોરાક તથા કપડાં ન આપી શકે ત્યારે તેને રશિયા જેવા વિપ્લવની તક મળે. બાકી છૂટીછવાઈ ખુનામરકી કે લશ્કરને પ્રજાપક્ષમાં લઈને તમામ રાજ્યસત્તા કબજે કરી લેવાની વાત એ અત્યારે તો હવાઈ કિલ્લા જેવી છે. દરેક દેશમાં સરકારો લશ્કરને આખી પરિસ્થિતિથી અને નવા વિચારોથી એટલા બધા અજ્ઞાનમાં રાખે છે તથા બીજા લોકો ભૂખે મરતા હોય અને અગવડ વેઠતા હોય ત્યારે પણ લશ્કરને એટલું બધું સુખસગવડમાં રાખવામાં આવે છે કે તેમને પહોંચી ન શકાય, અને પહોંચાય તોપણ કશું સમજાવી ન શકાય.

દરેક દેશ આજે પોતાનો લશ્કરી સરંજામ વધારતો જ જાય છે અને તેના બોજા નીચે પ્રજા કચડાઈ રહી છે. લડાઈની વિનાશક સાધનસામગ્રીઓ જેટલી વધી રહી છે તેના પ્રમાણમાં બચાવનાં સાધનો યોજાયાં નથી, એટલે આજે એ નવીન ઢબના સરંજામવાળાં બે રાષ્ટ્રો વચ્ચે લડાઈ જાગે તો બન્ને પક્ષનો વિનાશ થાય એવી પરિસ્થિતિ છે. વળી જ્યાં સુધી દરેક રાષ્ટ્ર શસ્ત્રસજ્જ છે ત્યાં સુધી આંતરરાષ્ટ્રીય પંચાયત ( League of Nations )થી પણ રાષ્ટ્રરાષ્ટ્ર વચ્ચેની તકરારનો નિકાલ આણવો મુશ્કેલ છે. એટલે અત્યારની પરિસ્થિતિ અનિવાર્યપણે માગી લે છે કે રાષ્ટ્રરાષ્ટ્ર વચ્ચેના તેમજ સરકાર અને પ્રજા વચ્ચેના કજિયાટંટા પતાવવાની

અહિંસક રીતની શોધ થાય અને તેનો અમલ થાય. પ્રતિકારની અહિંસક રીત અનિવાર્ય થઈ પડી છે. એ રીતનો સફળતાપૂર્વક અમલ થઈ શકે એમ છે તે દુનિયાને બતાવી આપવાનું કામ વિધાતાએ ભારતના ભાગ્યમાં સર્જ્યું હોય.

રશિયામાં સામ્યવાદી સમાજરચના સ્થાપવાના જે જબરા પ્રયાસો રાજ્યસત્તા મારફત ચાલી રહ્યા છે તે ઉપરથી પણ આપણને લાગે છે કે સાચું પ્રજાસ્વાતંત્ર્ય, સમસ્ત આમવર્ગનું સ્વાતંત્ર્ય અને કલ્યાણ તો અહિંસક સાધનોથી જ સાધી શકાય. સામ્યવાદી આગેવાનોનો હેતુ ભલે આમવર્ગને સુખી કરવાનો હોય, પણ પોતાના કાર્યક્રમનો અમલ કરવા તેને આમવર્ગ ઉપર પુષ્કળ બળજબરી વાપરવી પડી છે. અને અત્યારે કદાચ રશિયામાં બળજબરી ઓછી થઈ હોય તોપણ આખા કાર્યક્રમને એ બળજબરીનું પીઠબળ તો છે જ. લોકોમાં એ બળજબરીનો ભય તો છે જ. પોતાનું હિત શામાં રહેલું છે તે નક્કી કરવાની અને કોઈ પણ જાતની ગેરવાજબી દખલગીરી વિના તેનો અમલ કરવાની સત્તા આમવર્ગ જ્યાં સુધી ન ભોગવતો હોય, ત્યાં સુધી તે સાચું સ્વાતંત્ર્ય ન ભોગવી શકે.

એટલે આજ સુધી થયેલા છૂટીછવાઈ ખુનામરકીના પ્રયોગોનો તેમજ સશસ્ત્ર બળવાનો વિચાર કરીએ અને તેની સાથે આજનાં શસ્ત્રાસ્ત્રોના ભારથી જગત કચડાઈ રહ્યું છે તે જોઈએ, તો અહિંસક પ્રતિકાર એ જ સાચા સ્વાતંત્ર્ય માટે, સાચી મુક્તિ માટે, સાચા સુખ માટે એકમાત્ર ઉપાય દેખાય છે.

બીજી વસ્તુ એ પણ ધ્યાનમાં રાખવાની છે કે સાધન હિંસક હો કે અહિંસક, જાનમાલની ખુવારી સહન કરવા નરનારીઓ નીકળી પડે, લોહીનું પાણી કરી નાખવા જેટલાં કષ્ટો વેઠી પ્રજાને જાગૃત કરવા અને કેળવવા મંડી પડે, ત્યારે જ મુક્તિ મળે છે. મુક્તિ સોંઘી નથી.

# બોલ્શેવિઝમની ઉત્પત્તિ*

જો કોઈ રાજા એમ કહે કે અમુક નદી ઉપર મારો હક છે માટે હું કોઈને નદીનું પાણી મફત લેવા ન દઉં, દરેકને ગમે તેટલો ઓછો પણ કાંઈક કર તો આપવો જ પડશે, તો લોકો તકરાર કરે પણ રાજાની માલકી વિષે શંકા ન ઉઠાવે. પણ જો તે રાજા એવો હુકમ કાઢે કે નદીનું પાણી કોઈથી લેવાય જ નહિ, તો તરત જ તકરાર ઊઠે કે નદીની માલકી કોની? રાજાની કે લોકોની?

જો કોઈ ધનિક બધી ખાણો અને બધા અગરો ખરીદી લે અને પોતે કાઢેલા મીઠા ઉપર જબરદસ્ત નફો લે અથવા કોઈને મીઠું વાપરવા જ ન દે, તો ત્યાં પણ આખા સમાજને અત્યંત જરૂરની એવી મીઠા જેવી વસ્તુ ઉપર કોઈ ખાનગી વ્યક્તિનો માલકીહક રહી શકે કે નહિ, એનો સવાલ ઊભો થયા વિના રહે નહિ.

બે ગામ વચ્ચે નદી હોય તેમાંથી પાર ઉતારના હોડીવાળો

* આ લેખ ૧૯૨૫–૨૬માં લખેલો છે.

જૂજ પૈસા લે તેની કોઈ તકરાર ન કરે, પણ જો હોડીવાળો ખૂબ જ પૈસા માગે અથવા લોકોને સામે કાંઠે પહોંચાડવાની જ ના પાડે તો લોકો જરૂર કહે કે તારા ઉપર સમાજનો આટલો હક તો છે જ.

આ જ રીતે કાયદાઓ કરીને, અથવા મોટાં મોટાં યંત્રોનો ઉપયોગ કરીને, અથવા દશપાંચ મોટામોટા વેપારીઓની કંપની બનાવીને, જ્યારે સમાજની સગવડનાં સાધનો થોડા જ લોકો એક-હાથ કરે છે અને તે સ્થિતિનો લાભ લઈ સમાજને ચૂસવા માગે છે ત્યારે લોકોના મનમાં સવાલ ઊભો થાય છે કે શું વસ્તુઓ ઉપર માણસનો ખાનગી હક આટલે સુધી જઈ શકે ખરો ? જે વસ્તુ આખા સમાજને ઉપયોગની છે તે વસ્તુ તો સમાજના જ તાબામાં હોવી જોઈએ, એમ તેમને લાગે છે; અને તેઓ કહે છે કે સમાજ ઇચ્છે તો ભલે તેની વ્યવસ્થા તે સરકારના હાથમાં સોંપી દે, પણ માલકી તો સમાજની જ ગણાય. ઘરમાં દરેક જણનાં કપડાં કે જોડા અલગઅલગ હોય છે અને તે ઉપર પોતપોતાનો જ અધિકાર હોય છે, પણ ઘરનાં રાંધવાનાં વાસણ, ઘરનો હીંચકો કે ઘરની ગાડી, એ કોઈ એક વ્યક્તિનાં નથી હોતાં. તે તો આખા કુટુંબની જ મિલકત ગણાય છે. એ જ રીતે મોટાંમોટાં કારખાનાં, આગગાડી, કોલસાની ખાણો કે તેલના કૂવા જેવી વસ્તુઓ સામાજિક માલકીની હોવી જોઈએ. આવી દલીલ ભૂખમરાથી અને મોંઘવારીથી પીડાતા લોકો ઘણા વખતથી કરવા લાગ્યા છે.

મોટીમોટી મિલોમાં હજારો મજૂરો પંદરપંદર કલાક ગંદી અને ગુંગળાવી નાખનારી હવામાં રહીને કામ કરે, સારાં મકાનને અભાવે ગંદી, અંધારી અને અનારોગ્ય ખોલીઓમાં ખીચોખીચ ખડકાઈને પડ્યાં રહે, પોતાનું સામાજિક અને કૌટુમ્બિક જીવન બરબાદ કરી નાખે અને દુરાચાર તથા અનીતિના ભોગ થઈ પડે.

ત્યારે માંડમાંડ પેટપૂરતું ખાવાનું પામે. બીજી તરફથી મિલમાલેક એકાદ કલાકનું કામ પણ ન કરે, છતાં લાખો રૂપિયાનો નફો લઈ જાય અને મોજ કરે. મિલમાં મૂડી એની રોકાયેલી છે એ વાત સાચી, પણ એ મૂડી ક્યાંથી આવી? એણે અથવા એના કોઈ પૂર્વજે બીજા મજૂરોની મહેનત પચાવી પાડીને જ એ એકઠી કરેલી ના? દુનિયામાં જેટલી ધનસંપત્તિ છે એ મહેનતનું જ ફળ છે. એટલે સાચું જોતાં મહેનત કરનાર વર્ગનો જ તેના ઉપર હક હોવો જોઈએ. આવી દલીલ યુરોપના મજૂરપક્ષ તરફથી કરવામાં આવે છે. કેવળ રાજદ્વારી સુધારાથી અથવા રાજદ્વારી સ્વાતંત્ર્યથી સમાજમાં જોવામાં આવતાં વિષમતા અને અન્યાય દૂર થઈ શકે એમ નથી. તે દૂર કરવા માટે તો આખી અર્થરચના અને સમાજરચનામાં ફેરફાર કરવો જોઈએ. અર્થોત્પાદન વ્યક્તિના નફાની દૃષ્ટિથી નહિ પણ સમાજના હિતની દૃષ્ટિથી કરવામાં આવે; આપણી તમામ સામાજિક સંસ્થાઓનો વિચાર પણ સમાજના કોઈ એક વર્ગના હિતની દૃષ્ટિએ નહિ, પણ જનસમસ્તના હિતની દૃષ્ટિએ થાય. આ વાદને સોશ્યલિઝમ (Socialism) યાને સમાજવાદ કહેવામાં આવે છે. બોલ્શેવિઝમ એ આ સમાજવાદનું એક ઉગ્ર અને વ્યવહારમાં મુકાયેલું સ્વરૂપ છે.

ધનવાન લોક સાચુ જોતાં મજૂરવર્ગના આશ્રિત છે. છતાં મજૂરના હકની સંપત્તિ પોતે પચાવી પાડે છે એટલું જ નહિ, પણ તે જ સંપત્તિને બળે રાજ્યકારભાર પણ પોતાના હાથમાં જ રાખે છે અને પોતાના સ્વાર્થને અનુકૂળ થાય એવા જ કાયદાઓ ઘડે છે. મજૂરો કહે છેઃ 'હવે પછી એ નહિ ચાલે. રાજ્યવ્યવસ્થા અમારા જ હાથમાં હોવી જોઈએ.' યુરોપના કેટલાક દેશોમાં તેમને રાજસભામાં બેસવાનો હક મળ્યો. તેમના પ્રતિનિધિઓ કાયદા ઘડવામાં મત આપવા લાગ્યા. પણ થોડા જ દિવસમાં તેમણે જોયું કે રાજ્ય-

સભાના પ્રતિનિધિ ગમે તે પક્ષના અને ગમે તે વર્ગના હોવા છતાં પણ પૈસાદાર લોકો તેમને ફાવે તેમ નચાવી શકે છે. આમ રાજ્યકારભારમાં મજૂરવર્ગને સ્થાન મળવાથી પણ તેમનું દુઃખ દૂર ન થયું ત્યારે મજૂર લોકો ફરી વિચાર કરવા લાગ્યા. તેમણે વિચાર્યું કે મજૂરવર્ગ (આમાં ખેડૂતો, કારકુનો અને કારીગરો પણ આવી જાય છે) એ રાષ્ટ્રનું એક અંગ નથી, પણ તેઓ પોતે જ આખું રાષ્ટ્ર છે. મૂડીવાળા લોકો તો મજૂરવર્ગના આશ્રિત છે. મજૂરવર્ગમાં પૂરતો સંપ અને સહકાર હોય તો ખાનગી મૂડીવાળાનો વર્ગ રહી જ ન શકે. જેઓ મહેનત કરે છે તેમની જ બધી સંપત્તિ અને રાજ્યકારભાર પણ તેમનો જ. આ વિચાર ઉપર જ્યારે મજૂરો આવ્યા ત્યારે તેમણે રાજ્યકારભાર હાથમાં કઈ રીતે લેવો તેનો વિચાર શરૂ કર્યો.

યુરોપમાં દરેક દેશમાં મજૂરવર્ગ જુદીજુદી રીતે સત્તા હાથમાં લેવાને મથી રહ્યો છે. રશિયામાં ત્યાંના જોહુકમી ઝારે ખેડૂતવર્ગ ઉપર અનેક જાતના જુલમો સૈકાઓ સુધી ગુજારી તેને પાયમાલ કર્યો હતો. સર્વસ્વ ખોઈ બેઠેલા આવા ગરીબવર્ગમાં નિરાશાનું ધૈર્ય આવી ગયું. તેમને ઉપરના વિચારો ઠીક લાગ્યા. તેમણે પોલીસમાં અને સૈન્યમાં પોતાના વિચારો ફેલાવ્યા. રશિયાનો આખો નોકરવર્ગ, મજૂરવર્ગ અને ખેડૂતો એકવિચારના થઈ ગયા, અને તેમણે ઝારશાહી ફગાવી દીધી. આમ થતાં પહેલાં રશિયાની નોકરશાહીએ હજારો અને લાખો સ્ત્રીપુરુષોનું બલિદાન લીધું હતું જ. પણ તેથી તે લોકો ઊલટાં દમનનીતિથી બીતા બંધ થઈ ગયા. દમનનીતિથી લોકોમાં એકતા આવી અને ખખળી ગયેલી ઝારશાહી એકાએક તૂટી પડી. મજૂરવર્ગે દેશમાં પોતાની સત્તા સ્થાપી અને ઝારને સાઇબીરિયાના જંગલી પ્રદેશમાં હદપાર કર્યો. ત્યાં પ્રજા સામે પરદેશ સાથે

ઝાર કાવતરાં કરે છે,' એવો વહેમ પડતાં આખા રાજકુટુંબને દેહાન્તશાસન થયું.

આ રીતે રશિયામાં જે મજૂરસત્તા સ્થાપન થઈ તેને બોલ્શેવિઝમ કહે છે. રશિયન ભાષામાં બોલ્શેવિકી એટલે બહુમતી. રશિયાના સામ્યવાદી મંડળની એક સભા સને ૧૯૦૩માં લંડનમાં મળી હતી. તેમાં એક વિષય ઉપર મતભેદ પડ્યો, તે વખતે લેનિનના પક્ષમાં બહુમતી હતી. એટલે એણે પોતાના પક્ષનું નામ 'બોલ્શેવિકી' રાખ્યું, તેની વિરુદ્ધ જે પક્ષમાં અલ્પમતી હતી તે 'મેન્શેવિક' કહેવાયા. ત્યારબાદ તો ઘણીએ વેળા બોલ્શેવિકો બહુમતીમાં ન હોય એવું બનેલું. પણ નામ પડી ગયું તે પડી ગયું.

અઢારમા સૈકાના અંતમાં અને ઓગણીમા સૈકાની શરૂઆતમાં યુરોપમાં યાંત્રિક યુગનો આરંભ થયો. અઢારમા સૈકામાં વરાળનો શક્તિ તરીકે ઉપયોગ કરવાની શોધ થઈ, અને જેમ્સ વૉટે તે વડે યંત્રો ચલાવી શકાય એવા એન્જીનની શોધ કરી. સ્ટીવન્સને તે વડે ગાડી ચલાવી શકાય તેવું શોધી કાઢ્યું. સને ૧૮૩૦માં પહેલી રેલવે શરૂ થઈ. ૧૮૩૫માં વીજળીની શક્તિથી તાર મારફત સંદેશા મોકલવાની રચના થઈ, અને ઓગણીમા સૈકાના મધ્યમાં મોટી મોટી આગબોટોએ સમુદ્રમાં સફર કરવા માંડી. પછી તો નવાંનવાં યંત્રોની શોધ કરવામાં અને મોટાંમોટાં કારખાનાં સ્થાપવામાં, શરૂઆતમાં ઈંગ્લંડ તથા ફ્રાન્સ અને પાછળથી જર્મની એકબીજાની હરીફાઈ કરવા લાગ્યાં. આની અગાઉ યુરોપની પ્રજાઓએ યુરોપ બહારના દેશોમાં પોતાની સત્તા જમાવી હતી. તે રીતે તેને માટે વેપારનાં ઘણાંઘણાં ક્ષેત્ર ખુલ્લાં થયાં હતાં. યંત્રોની શોધોથી ઔદ્યોગિક યુગનો આરંભ થયો, અને તેણે સમાજમાં મોટી ઊથલપાથલ કરી મૂકી. વરાળશક્તિથી ચાલતાં યંત્રોવાળાં કારખાનાંની સ્થાપના થયાં પહેલાં બધા ઉદ્યોગો નાના પાયા ઉપર, મોટે

ભાગે ગૃહઉદ્યોગો જ હતા. કારીગર પોતાના કુટુંબના માણસો તથા એકબે શિખાઉ ઉમેદવારો સાથે પોતાને ઘેર જ પોતાનો ઉદ્યોગ કરતો. લુહાર પોતાની ભઠ્ઠી, પોતાનાં ઓજારો વગેરે સાધનોનો પોતે જ માલિક હતો, અને તે સાધનો ઉપર કામ કરનાર મજૂર પણ પોતે જ હતો. વણકર પોતાની સાળ ઉપર પોતાને ઘેર વણતો અને તેમાં પોતાનાં બૈરાછોકરાંની મદદ લેતો. ઘણીવાર તે વર્દીથી માલ તૈયાર કરતો અને ઘણીવાર પોતાને હિસાબે માલ તૈયાર કરીને પોતે જ વેચતો. આમ મૂડી, મજૂરી, વેપાર બધું મોટે ભાગે એક જ જણના હાથમાં રહેતું, અને શું કામ કરવું, કેટલું કરવું, કેવી રીતે કરવું વગેરે બાબતમાં તે સ્વતંત્ર રહેતો. યંત્રવિદ્યાએ આ વ્યવસ્થામાં વિપ્લવ કરી નાખ્યો. મોટાં કારખાનાં ઊભાં થતાં તે માટે જોઈતી જમીન, સંચા તથા રોકાણ કરવાનાં નાણાંનો માલિક એટલે કે મૂડીવાળો જુદો અને કારખાનાંમાં મજૂરી કરનાર જુદો એમ બે વર્ગ ચોખ્ખા નોખા પડી ગયા. કારખાનાં સામે સ્વતંત્ર કારીગર ન ટકી શક્યો. પોતાના ઘરનો ધંધો છોડી તેને પણ કારખાનામાં મજૂરી કરવા જવું પડ્યું.

આ પહેલાં કારખાનાની પદ્ધતિ બિલકુલ હતી જ નહિ એમ કહેવાનો આશય નથી. રોમન સામ્રાજ્યના વખતમાં કારખાનાં હતાં અને નવાનવા દેશોના દરિયાઈ માર્ગની શોધ થયા પછી ૧૭મા તથા ૧૮મા સૈકામાં વેપાર બહુ વધી ગયો હતો, તે વખતે વેપારીઓ કારીગરોને તથા મજૂરોને પોતાનાં કારખાનાંમાં બોલાવી પોતાને હિસાબે તેમની પાસે કામ કરાવતા અને માલ બનાવરાવતા. જ્યાં સુધી બજાર સાંકડું હતું ત્યાં સુધી કારીગર પોતે બનાવેલો માલ પોતે જ વેચી શકતો, પણ દેશપરદેશનાં બજાર ખૂલ્યા પછી કારીગરને વેપારીના આશ્રિત બનવું પડ્યું હતું; કારણ કયો માલ બનાવવો અને તે ક્યાં વેચવો એ વેપારીના હાથમાં આવી પડ્યું. વેપારીઓ

કારીગરોને તથા મજૂરોને એક જગાએ એકત્રિત કરી તેમની પાસેથી સખ્ત કામ લેતા અને તેમને થોડી મજૂરી આપી પોતે મોટો નફો મેળવતા. આમ શ્રીમંત વેપારી વર્ગ ઉત્પન્ન થયો હતો. છતાં અનિષ્ટ નાના પ્રમાણમાં હતું. કારણ આ કારખાનામાં માનવશક્તિ ઉપર જ આધાર હતો. અને તેથી સશક્ત મજૂરો પાસેથી જ કામ લઈ શકાતું. મોટું વજન ઉપાડવું હોય, પહાડ ખોદવો હોય કે ખેતર ખેડવું હોય તે બધું માણસ જ કરતો; બહુ તો ઘોડા અને બળદની મદદ લેવામાં આવતી. પરંતુ યંત્રોએ માનવબળની કિંમત ઘટાડી નાખી. તેણે બધું જ વિપુલ કરી નાખ્યું. મજૂરોની દુર્દશા પણ વિપુલ કરી મૂકી. જેમ જેમ યંત્રોમાં સુધારા થતા ગયા તેમ તેમ માનવબળની ગરજ ઓછી ને ઓછી પડવા માંડી. વળી કારખાનામાં નાનાં બાળકો, સ્ત્રીઓ, વૃદ્ધો તથા અશક્ત માણસોનો પણ ઉપયોગ થવા માંડયો. જ્યારે બળથી કામ કરવાનું હતું ત્યારે સાતઆઠ કલાકે છેક થાકીને લોથ થઈ જવાય, પછી કામ ન કરી શકાય એ થાકની મર્યાદા હતી, તે પણ હવે જતી રહી. આમાં તો સંચા ઉપર ઊભા રહેવાનું એટલે ગમે તેવા મજૂરો પાસેથી ચૌદચૌદ અને પંદર-પંદર કલાક કામ લેવા માંડયું. વળી નવાનવા સંચાની શોધોને લીધે જેમ જેમ માણસો ફાજલ પડતા ગયા તેમ તેમ બેકારી વધી. મજૂરોમાં મજૂરી મેળવવાની હરીફાઈ વધતી ગઈ, પુખ્ત વયના પુરુષોને સ્ત્રીઓ તથા બાળકો સાથે હરીફાઈમાં ઊતરવું પડયું, અને તેઓ જેટલા ઓછા દરે કામ કરે તેટલા ઓછા દરે તેમને પણ કામ કરવાની ફરજ પડી. બીજી તરફથી સ્ત્રીઓ અને બાળકોને મોટી ઉંમરના માણસોના જેટલો જ વખત કામ કરવું પડયું. કેટલીક વાર તો આ બાળકો અને સ્ત્રીઓ પ્રત્યે અત્યાચાર પણ થતો. બાળકોને કોઈ જાતનું શિક્ષણ આપવાનો પ્રબંધ તો હતો જ નહિ. તેમની તંદુરસ્તીની પણ દરકાર રાખવામાં આવતી નહિ.

આ જ અરસામાં ઈંગ્લંડ, જે તે વખતે ઉદ્યોગમાં બીજા સહુ દેશો કરતાં આગળ હતું તેણે ખેતી બિલકુલ છોડી દીધી અને કેવળ પોતાના ઉદ્યોગો અને પોતાની ખાણો ઉપર જ નભવાનો સંકલ્પ કર્યો. ખેતીમાંથી છૂટા થયેલા મજૂરો શહેરોમાં ભરાવા લાગ્યા, અને શહેરોમાં તેમને રહેવાનાં મકાનોનો પ્રશ્ન ઊભો થયો, જેનું સંતોષકારક નિવારણ હજી નથી થયું. મજૂરો ગમે તેમ મરઘાં, કૂકડાં અથવા કબૂતરોની માફક થોડી જગામાં સેળભેળ ખડકાવા લાગ્યા. તેને લીધે દારિદ્રની સાથે દુરાચાર, ચોરી, શરાબખોરી અને બીજા અનેક દુર્ગુણો મજૂરોમાં ફેલાયા. મોટામોટા રાક્ષસી યંત્રોએ સમાજના જૂના તંત્રને તોડીફોડી છિન્નભિન્ન કરી નાખ્યું. યંત્રોદ્વારા થયેલી ઉદ્યોગની ખિલવણી સાથે વચલા વર્ગના કારીગર વર્ગનો નાશ થયો, અને સમાજમાં બે વર્ગ પડી ગયાઃ એક મૂડીવાળાનો, જેઓ એટલા શ્રીમંત બની ગયા કે મોટા જમીનદારો અને અમીરઉમરાવોની પંક્તિમાં આવી ગયા, અને બીજો મજૂરોનો, જેની દશા દિનપ્રતિદિન બગડતી જ ચાલી.

તે વખતના આરંભકાળના અર્થશાસ્ત્રીઓએ મજૂરીના દર કેટલા હોવા જોઈએ એ બાબત એક નિયમ પ્રતિપાદિત કર્યો હતો કે જેમ બીજા માલની કિંમત તેના ખપ અને છત ઉપરથી અંકાય છે તેમ મજૂરીના દર પણ મજૂરોના ખપ અને છત ઉપરથી નક્કી થાય છે અને મજૂરીના દર હમેશ એટલા જ રહેવાના જેથી મજૂરોનું માંડમાંડ પેટ ભરાય. મજૂરીના દર જો કોઈ પણ કારણસર વધવા પામે તો બીજા માણસો તેમાં આકર્ષાય, મજૂરો વધારે લગ્નો કરે અને તેમની સંખ્યા વધે એટલે છત વધી જતાં મજૂરીના દર પાછા ઘટે. પેટપૂરતું ખાવાનું ન મળે એટલા ઓછા દર થઈ જાય તો મજૂરો મજૂરી છોડીને પરદેશ જતા રહે અને મજૂરોની અછતને લીધે દર પાછા વધે. આમ ઘડિયાળના

લોલકની માફક મજૂરીના દર આઘાપાછા થઈ સ્થિર થાય છે અને માંડમાંડ પેટિયું નીકળી શકે એટલા અથવા તેની આસપાસ રહે છે. આ નિયમમાં માણસનો માણસ તરીકે નહિ પણ એક બજારી વસ્તુ તરીકે વિચાર કરવામાં આવ્યો છે. સભ્ય સમાજને શોભે એવો આ નિયમ નથી. છતાં તેને આધારે મૂડીવાળા કહેતા: મજૂરોની ખુલ્લી હરીફાઈમાં મજૂરીના જે દર ઠરે તે ખરા. તે પ્રમાણે કામ કરવા—ન કરવાને તેઓ સ્વતંત્ર છે. પરંતુ આ સ્વતંત્રતા શા કામની? મજૂરો કારખાનામાં મજૂરી ન કરે તો ખાય શું? એટલે દેખાવમાં સ્વતંત્ર હોવા છતાં ગુલામ જેવી જ તેમની દશા થઈ. આ ઉપરાંત તે વખતે ઇંગ્લંડમાં તો એવો કાયદો હતો કે મજૂરીના દર વધારવા કોઈ સંપ કરીને મંડળ બાંધે તો તે ગેરકાયદે ગણાય. એટલે મજૂરો એકઠા મળી પોતાની સ્થિતિ સુધારવા કે પોતાના હકનું સંરક્ષણ કરવા કોઈ મંડળ પણ બાંધી શકતા નહિ. મૂડીવાળાઓ તો એકની સામે બીજા મજૂરને ઊભો કરી આખા મજૂરવર્ગને ચુસાય તેટલું ચૂસતા. યંત્રોની શોધને લીધે માલ મોટા પ્રમાણમાં ઉત્પન્ન થવા લાગ્યો અને મજૂરીનું દામ ઓછું લાગવા માંડ્યું તેથી સસ્તો પણ થવા લાગ્યો. તેનો તમામ લાભ મજૂરોને ચૂસીચૂસીને મૂડીવાળા લેવા લાગ્યા.

આ પરિસ્થિતિમાંથી વળી એક બીજી વસ્તુ ઉત્પન્ન થઈ. માણસની જરૂરિયાતને હદ હોય છે પણ મોજશોખને હદ હોતી નથી. યંત્રોને લીધે જરૂરિયાતનો માલ મોટા જથામાં તૈયાર થવા લાગ્યો, પણ મજૂરોની અથવા આખા આમવર્ગની વધતી જતી ગરીબાઈને લીધે તેમની ખરીદ કરવાની શક્તિ ઘટતી જ જતી હતી. શ્રીમંત લોકો પોતાની જરૂરિયાત જેટલો માલ ખરીદ કર્યા

પછી આવા વધારે માલને શું કરે? એટલે મોજશોખનો માલ બનાવવાનાં કારખાનાં વધવા લાગ્યાં. કારણ શ્રીમંત લોકો એ માલ ખરીદે. એટલે પરિસ્થિતિ તો એવી થઈ કે જે માલની મજૂરોને કે આમવર્ગને જરાય જરૂર ન હોય, કેવળ શ્રીમંતોના વૈભવને અર્થે જ જે હોય, તેવો માલ તૈયાર કરવામાં મજૂરોના લોહીનું પાણી થવા માંડ્યું. વળી મોટાં યંત્રોને લીધે માલ બહુ મોટા જથ્થામાં, દુનિયાને જરૂર હોય તે કરતાં પણ મોટા જથ્થામાં ઉત્પન્ન થવા લાગ્યો, એટલે તે માલ વેચવા બજારો શોધવાની હરીફાઈ આ ઉદ્યોગપ્રધાન દેશોમાં ચાલી. બીજા દેશોનાં બજાર કબજે કરવાની હરીફાઈ એ ગયા મહાયુદ્ધનું એક બહુ મોટું કારણ છે.

પરંતુ દુનિયામાં ગમે તેવું ભયંકર અનિષ્ટ હોય તેના પણ ઉપાય તો છે.જ. મજૂરોની આ દુર્દશા જોઈ પ્રથમ તો પરોપકાર-વૃત્તિવાળા મનુષ્યોને લાગ્યું કે મૂડીવાળાઓના ત્રાસમાંથી મજૂરોનું રક્ષણ કરવાને માટે તથા મજૂરોની સ્થિતિ સુધારવાને માટે કાંઈક પણ થવું જોઈએ. તે હેતુ બર લાવવા માટે જુદાજુદા દેશોમાં વિવિધ પ્રકારના અખતરા થવા લાગ્યા. તેમાં મૅન્ચેસ્ટરની સ્પિનિંગ મિલના માલેક રૉબર્ટ ઓવેનનો અખતરો મહત્ત્વનો ગણાય છે. તેણે પોતાના મજૂરોને માટે સારાં અને હવાઅજવાળાવાળાં મકાનો બાંધ્યાં. તેમને સ્વચ્છતા અને કરકસરની કેળવણી આપી. એક ભંડાર ખોલ્યો જેમાંથી મજૂરોને પડતર કિંમતે માલ મળી શકે. પોતાના મજૂરોમાં દારૂનિષેધનો ઉપદેશ આપી તેમની પાસેથી દારૂ છોડાવ્યો. વળી તેમને માટે શાળાઓ ખોલી અને સને ૧૮૧૩-માં એક નવી ઢબનું કારખાનું સ્થાપ્યું. તેમાં કામના કલાક ઓછા કર્યા અને બાળકોને કારખાનાંના કામમાંથી મુક્ત કર્યાં. આ કાર્યમાં એક પરોપકારી ધનિક તેનો ભાગીદાર થયો, અને તેઓએ રોકેલાં

નાણાં ઉપર કેવળ પાંચ ટકા નફો લેવાનું મુકરર કર્યું. આ રોબર્ટ ઓવેને ઘણા લેખો લખ્યા અને તેમાં મજૂરોને દુરાચાર અને શરાબીમાંથી બચાવવાની સમાજની ફરજ છે એ બતાવ્યું તથા પોતાના સાથી મૂડીદારોના સ્વાર્થ અને આળસ ઉઘાડાં પાડ્યાં. ઈ. સ. ૧૮૦૦ થી ૧૮૨૮ સુધી તેનો આ અખતરો બહુ સારી રીતે ચાલ્યો. તેના તાબામાં ૨૦૦૦ મજૂરો હતા. તેમની સ્થિતિ તેણે સુધારી અને તેમ છતાં કારખાનામાં વેપારની દૃષ્ટિએ ખોટ ન આવવા દીધી. મજૂરોની સ્થિતિ સુધારવા માટે સરકારે વચ્ચે પડવું જોઈએ એ સિદ્ધાન્ત તેણે જ પ્રથમ સરકાર પાસે કબૂલ કરાવ્યો, અને તેના જ પ્રયાસથી સને ૧૮૧૯માં પહેલો ફૅક્ટરી લૉ પસાર થયો, જેમાં મૂડીવાળાઓને મજૂરોની ગરીબાઈ તથા પરવશતાનો લાભ લેતા અટકાવવાનો કાંઈક આશય હતો. પરંતુ આ કાયદો નમાલો હતો. નવ વર્ષની નીચેનાં બાળકોને આ કાયદાએ રક્ષણ આપ્યું અને કામના કલાક વધારેમાં વધારે બાર નક્કી કર્યા ! આવા કાયદાથી શું વળે ? પરંતુ એકવાર સરકારે વચ્ચે પડવું જોઈએ એ સિદ્ધાન્ત સ્થપાયો એટલે કાયદામાં દિનપ્રતિદિન સુધારા થતા ગયા. બીજા દેશોમાં પણ આવા કારખાનાંને લગતા કાયદા રચાવા માંડ્યા. પરંતુ ઓવેનના અખતરામાં મજૂરોના હકનો સ્વીકાર નહોતો. કારખાનાદાર પરોપકારી વૃત્તિનો હોય તો મહેરબાનીની રાહે મજૂરોની સ્થિતિ સુધારવા તે પ્રયત્ન કરે. સરકાર પણ મજૂરોને જાણે મહેરબાનીની રાહે રક્ષણ આપતું હતું. અને જ્યારે જ્યારે મજૂરોના હિતનો કોઈ પણ કાયદો રાજસભામાં આવતો ત્યારે મૂડીવાળાઓના સખ્ત વિરોધ વિના તે ભાગ્યે જ પસાર થતો. રોબર્ટ ઓવેનના કારખાનાની માફક સન લાઈટ સોપનું કારખાનું, બોર્નવિલમાં કેડબરી બ્રધર્સની પેઢી તથા અમેરિકામાં ફોર્ડનું મોટરનું કારખાનું આજે મજૂરોને

સુખસગવડ આપવાનો પ્રબંધ કરે છે, છતાં એકંદરે તો મૂડીવાળાઓનું વલણ મજૂરોને ચૂસવા તરફ જ છે.

અંગ્રેજી ભાષામાં 'સોશ્યલિઝમ' શબ્દનો પ્રચાર પ્રથમ રોબર્ટ ઓવેને જ કર્યો. પરંતુ તેનું 'સોશ્યલિઝમ' જેમાં આમવર્ગનો, મજૂરોનો હિસ્સો હોય એવું તેમની સત્તાવાળું નહોતું. પરોપકારની વૃત્તિથી, મહેરબાનીની રાહે સંરક્ષણ આપવાની વૃત્તિથી, તે ઊભું થયેલું હતું. એ મજૂરોનું 'સોશ્યલિઝમ' નહોતું પણ માલેકોનું 'સોશ્યલિઝમ' હતું.

મજૂરોના 'સોશ્યલિઝમ'નો વિચાર કરતાં પહેલાં મજૂરોને રાહત આપવાના તથા તેમની સ્થિતિ સુધારવાના ઉદ્દેશથી ચલાવવામાં આવતી બીજી એક પ્રવૃત્તિની ટૂંકી નોંધ વચમાં લઈશું. આ પ્રવૃત્તિ સહકારી મંડળીઓની છે. આજે દુનિયામાં આવી મંડળીઓની સંખ્યા બહુ મોટી છે. આમાં ઘણી મંડળીઓ ધીરધારનું કામ કરનારી હોય છે. અને ઘણી સામટો માલ ખરીદી પડતર ભાવે વેચવાનું કામ કરે છે. પરંતુ મજૂરીના દર મજૂરોનો નિર્વાહ ચાલી શકે તેટલા જ હોઈ શકે એ પેલા અર્થશાસ્ત્રીઓનો કઠોર નિયમ જ્યાં સુધી પ્રવર્તે છે ત્યાં સુધી આવી રીતે સસ્તો માલ વેચનારી સહકારી મંડળીઓ મજૂરોને મહત્ત્વની રાહત શી રીતે આપી શકે? સસ્તો માલ મળવાથી મજૂરો સસ્તામાં પોતાનું ગુજરાન ચલાવી શકે, તો મજૂરીના દર પણ ઘટે. એટલે જ્યાં સુધી સહકાર વડે ઉત્પત્તિનાં સાધનો અને કારખાનાંની વ્યવસ્થા મજૂરપક્ષના હાથમાં ન આવે ત્યાં સુધી મજૂરોનું કશું ખાસ હિત તે સાધી શકે નહિ. મજૂરોની સાચી અથવા પૂરી પ્રતિનિધિ નથી એવી સરકારો મારફત ચાલતી સહકારી મંડળીઓથી તો ભાગ્યે જ કશું થઈ શકે. મજૂરો પોતે જ જો સ્વાવલંબી સહકારી મંડળીઓ બાંધે તો ઘણું થઈ શકે. પરંતુ તે માટે તેમની પાસે

સાધનો જોઈએ અને સત્તા જોઈએ. એટલે એવું સૂચવવામાં આવે છે કે સરકારે મજૂરોને સાધનો આપી સહકારના તત્ત્વ ઉપર આવાં કારખાનાં ઊભાં કરવાં. પણ એ તો મજૂરોનું હિત ઇચ્છનારી સરકાર હોય તો થઈ શકે ને? એટલે ફરીફરીને આપણે ઠેર ને ઠેર આવીએ છીએ. રાજ્યસત્તા મજૂરોના હાથમાં આવે તો જ તેમનું કલ્યાણ થાય.

ઓવેનના પ્રયોગોની સાથે જ મજૂરોમાં પોતાનામાં સ્વતંત્ર પ્રવૃત્તિ ઊભી થવા માંડી હતી. પહેલાં મજૂરો પોતાના દર વધારવા જો મંડળ બાંધે તો તે ગેરકાયદે ગણાતાં પણ તેથી કાંઈ મજૂરો મંડળો બાંધતાં બિલકુલ અટક્યા નહિ. તેઓએ જુદાંજુદાં નામો આપીને પોતાનાં છૂપાં મંડળો બાંધ્યાં. પછી તો આ મંડળો ઉપરથી કાયદાનું બંધન નીકળી ગયું, અને આજે દરેક દેશમાં મજૂરોનાં જબરદસ્ત મંડળો છે. તેઓ હડતાળો પાડીને પોતાને જોઈતી રાહતો મેળવતાં જાય છે, અને પોતાના હક સ્થાપિત કરે છે. પરતુ આમાં પણ મૂડીવાળાઓ પાસેથી લેઈ શકાય તેટલું લેવાનોજ ભાવ છે. અને આખું તંત્ર એવું ગોઠવાયેલું છે કે મજૂરોનું બહુ વળી શકે એમ નથી. એટલે ચાલુ તંત્રમાં અતિશય મહત્ત્વના, વિપ્લવકારક ફેરફારો ન થાય ત્યાં સુધી કાંઈજ ન થઈ શકે એમ પ્રતિપાદન કરનાર સમાજવાદી વ્યક્તિઓ દરેક દેશમાં ઉત્પન્ન થઈ. અને જુદીજુદી વ્યક્તિઓએ જુદીજુદી યોજનાઓ સમાજ આગળ રજૂ કરી.

લૂઈ બ્લેંક નામના ફ્રેન્ચ સમાજવાદીનો એવો મત હતો કે મજૂરોની મોટામાં મોટી આવશ્યકતા મજૂરીનાં સાધનોની છે અને દરેક સરકારનું કર્તવ્ય છે કે પોતે એવાં સાધનો મજૂરોને ઊભાં કરી આપે. . . રાજ્ય બીજું કશું નથી, કેવળ મજૂરોનું મહાજન છે, અને રાજ્ય તરફથી જ કારખાનાં સ્થાપિત થાય તો ધીમેધીમે

ખાનગી કારખાનાંનો અંત આવી જાય. વળી તે એમ પણ કહેતો કે બુદ્ધિથી કામ કરનારને શરીરથી કામ કરનાર કરતાં વધારે બદલો મળવો જોઈએ નહિ. બુદ્ધિબળથી જેઓ સમાજની સેવા કરે છે તેઓનો સમાજમાં ખૂબ આદર થાય છે એ બદલો તેમને માટે બસ છે. ધન તો બુદ્ધિનું કામ કરનાર અને શરીરમહેનતનું કામ કરનાર બન્નેને સરખું જ મળવું જોઈએ.

જોસેફ પ્રુધોં નામના ફ્રેન્ચ સમાજવાદીએ 'ધન શું છે' એ નામના પુસ્તકમાં બતાવ્યું: 'બીજાની પાસેથી ચોરી લીધેલા માલનું નામ ધન છે.' કારણ બીજાના શ્રમથી ઉત્પન્ન થયેલો માલ કોઈ પણ જાતનો શ્રમ કર્યા વિના ધનિક માણસ ભાડું, વ્યાજ અને નફાના રૂપમાં પડાવી લે છે. છતાં તે કહેતો કે પ્રચલિત વ્યવસ્થામાં એકદમ તો ફેરફાર નહિ થઈ શકે. ધન ઓછું કરવા તેની એક યોજના એવી હતી કે ભાડા અને વ્યાજની એક-તૃતીયાંશ રકમ સરકાર કર તરીકે લઈ લે.

જર્મનીમાં ફર્ડિનાંડ લેસેલે આ આખો વિષય એક જ પ્રશ્નમાં દર્શાવ્યો: 'મૂડીવાળા અને કારખાનાંના માલિકો પોતાની યોગ્યતાના બદલામાં જેટલું પ્રાપ્ત કરવાને હકદાર છે તે ઉપરાંત કારકુનો, મજૂરો અને બીજા લોકોના શ્રમથી થતી કમાણીમાંથી ભાગ લે છે, તે યોગ્ય છે? બીજાના શ્રમનો લાભ લેવાનો તેમને શો અધિકાર છે?' આ પ્રશ્નમાં સમાજવાદનાં મૂળતત્ત્વો આવી જાય છે. લેસેલે બહુ દાખલાદલીલોથી પુરવાર કર્યું કે મજૂરોના શ્રમમાંથી જે ઊપજ થાય છે તેમાંથી મજૂરોને તો માંડમાંડ પેટનું ભાડું આપવા જેટલું જ મળે છે; બાકીનું બધું મૂડીવાળાના ભાગમાં જાય છે. તેણે કહ્યું: 'મૂડી આજે એવી સ્વતંત્ર, જબરદસ્ત અને સ્વયંવર્ધમાન શક્તિ બની ગઈ છે કે તે પોતાના ઉત્પાદકને જ પીડી રહી છે. રૂપિયાને રૂપિયો ખેંચે છે. પ્રાચીન કાળમાં મજૂરી-

માંથી લેવાયેલા લાભે આજે મૂડીનું રૂપ ધારણ કર્યું છે અને તે આજની મજૂરીને પીસી નાખે છે. મજૂરીનાં સાધન—યંત્રો વગેરે—મજૂરોને હઠાવી તેમના સ્થાન પર બેસી ગયાં છે, અને એ નિર્જીવ સાધનો સજીવ મજૂરોને નિર્જીવ બનાવી રહ્યાં છે.'

પરંતુ આ બધા લેખકોમાં પોતાની બુદ્ધિ અને કલ્પનાના પ્રભાવે કાર્લ માર્ક્સે સહુથી શ્રેષ્ઠ સ્થાન પ્રાપ્ત કર્યું છે. સમાજવાદને તેણે શાસ્ત્રીય સ્વરૂપ આપ્યું. તેની ઐતિહાસિક દૃષ્ટિ બહુ સૂક્ષ્મ હતી. તે ઉપરથી તેણે જોયું કે આજકાલ તમામ અર્થવ્યવહાર મૂડીને અધીન છે. દુનિયામાં મૂડીનું જ રાજ્ય છે. મજૂરો ગણાય છે સ્વતંત્ર, પરંતુ તેમની સ્થિતિ ગુલામ જેવી જ છે. દરેક દેશમાં સમાજના બે વર્ગ પડી ગયા છેઃ એક મૂડીવાળો, જે પોતાની મૂડીના બળે બીજાની મજૂરીનો લાભ ઉઠાવે છે; અને બીજો ગરીબ મજૂરોનો વર્ગ, જે કહેવાય છે સ્વતંત્ર, પરંતુ નથી તેની પાસે જમીન, નથી તેની પાસે ઓજારો કે યંત્રો, નથી પોતાના શરીર સિવાય બીજું કશું સાધન. એ વર્ગ મૂડીવાળાને ત્યાં કોઈ પણ સ્થિતિમાં મજૂરી કરવા ન જાય તો કરે શું? મૂડીશાહીમાં મજૂરીના દરનો પેલો નિર્દય કાયદો ચાલે છે તે પ્રમાણે મજૂરને તો તેનું પોતાનું અને તેના કુટુંબનું પેટિયું માંડમાંડ નીકળી શકે એટલી જ મજૂરી મળે. ધારો કે એ રકમ દિવસના આઠ આના છે. પણ મજૂરના એક દિવસના શ્રમમાંથી જે ઉત્પન્ન થાય છે તેની કિંમત તો બજારમાં વધારે ઊપજે છે. કાચા માલની કિંમત, મૂડીનું વ્યાજ, વ્યવસ્થાપકનો પગાર વગેરે ખર્ચ વસ્તુની ઊપજેલી કિંમતમાંથી બાદ કરતાં જો આઠ આના ઉપર રકમ રહે તો એ વધારા ઉપર કોનો હક ગણાય એ પ્રશ્ન વિચારવાનો રહે છે. મૂડીદાર કહે છે કે પોતે કારખાનું ચલાવવામાં જોખમ વહોરે છે માટે વધારાનો હકદાર તે છે. કાર્લ માર્ક્સનું કહેવું એ છે કે એ

વધારા ઉપર સમાજની માલકી હોવી જોઇએ, સમાજ સુવ્યવસ્થિત ન હોય તો કારખાનું જ ક્યાંથી ચાલે કે એ વધારો રહે? વળી મજૂરને માત્ર પેટિયું જ શા માટે મળવું જોઈએ? જે મજૂરી કરે તેને પોતાની વાજબી જરૂરિયાત જેટલું મળવું જ જોઈએ. બીજા બધાની જરૂરિયાતો બહુ મોટી અને મજૂરની જરૂરિયાત થોડી એ અન્યાય છે. કુદરતે આપેલી સાધનસામગ્રી ઉપર મજૂરી કરવાથી સંપત્તિ ઉત્પન્ન થાય છે, અને તેનો તત્કાળ ઉપભોગ ન કરી નાખતાં જે બચે છે તે મૂડી તરીકે રહે છે. આ મૂડી ઉપર એક નાનકડો વર્ગ હક કરી બેઠો છે તે અન્યાય છે. મૂડીની ઉત્પત્તિ તો મજૂરીમાંથી જ થયેલી છે. એટલે મૂડી ઉપર મજૂરોની જ માલકી હોય. સમાજમાં કોઈને કામ કર્યા વિના ખાવાનો અધિકાર નથી. આજના મૂડીદારો પોતાના ખાનગી માલકીહકને કારણે વ્યાજ, ભાડું કે નફાના રૂપમાં જે મેળવે છે તે કામ કર્યા વિનાનું હોઈ અન્યાયનું છે. સંપત્તિના ઉત્પાદનમાં તેઓ પોતાના શારીરિક કે બૌદ્ધિક શ્રમથી હિસ્સો આપે અને તેના બદલામાં બીજા મજૂરોની માફક જ પોતાની વાજબી જરૂરિયાત જેટલું લઈ લે. આમ આખો સમાજ મજૂરી કરનારો બની જાય. સૌની વાજબી જરૂરિયાતો પૂરી પડે એટલું ઉત્પાદન કરવામાં આવે, ને બધા જ કામ કરે એટલે ઓછા કલાક કામ કરવાથી સમાજની જરૂરિયાતો જેટલું ઉત્પન્ન થઈ શકે. અને એમ કરતાં પણ સમાજની જરૂરિયાતો કરતાં વધારે ઉત્પન્ન થાય તો તેના ઉપર સમાજની માલકી રહે, એટલે કે આખા સમાજના હિતને અર્થે તેનો ઉપયોગ થાય.

રોબર્ટ ઓવેન અને તેના વિચારના, મજૂરોની સ્થિતિમાં સુધારો કરવાની વાત કરનારા બીજા કરતાં માર્ક્સનું કહેવું એકદમ જુદું જ હતું. તેણે તો કહ્યું કે મજૂરવર્ગને મહાન અન્યાય

થયો છે અને મૂડીવાળા તેમના દુશ્મન છે. દુનિયાના તમામ મૂડીવાળાની સામે કોઈ પણ દેશનો ભેદ ગણ્યા સિવાય મજૂરવર્ગ ઊભો છે. પોતાની દીર્ઘદૃષ્ટિથી તેણે જોયું કે મૂડીદાર તથા મજૂર એ એનાં હિત પરસ્પરવિરોધી હોઈ બન્ને વર્ગો પ્રતિપક્ષી છે. આજે એ બે વર્ગ વચ્ચે ભયંકર વિગ્રહ ચાલી રહ્યો છે. મજૂરોને પોતાની લૂંટાયેલી સ્થિતિનું ભાન કરાવી પોતાના વર્ગના અભિમાની બનાવવા જોઈએ. તેઓ સંગઠિત થાય એટલે મૂડીદારોનું આવી બને. દુનિયામાં મોટાં યુદ્ધો મૂડીશાહીને લીધે જ ઊભાં થાય છે માટે દુનિયાની સુખશાન્તિ સારુ મૂડીશાહીનો અંત આણવાની જરૂર છે. મજૂરોએ સંગઠિત થઈને મૂડીદારો સામે લડવામાં કશું જ ગુમાવવાનું નથી, માત્ર પોતાની બેડીઓ જ તોડી નાખવાની છે. તે માટે સામાજિક વિપ્લવ થવાની જરૂર છે. એ વિપ્લવ હિંસામય થશે એ અનિવાર્ય છે. કારણ આજે પ્રચલિત સરકારોના લશ્કરી બળ ઉપર જ મૂડીદારી ટકી રહેલી છે. પ્રચલિત સરકારોનું બધું તંત્ર મૂડીદારોના હાથમાં છે. એટલે લશ્કરી બળવાળી સરકારોને ઉથલાવી પાડ્યા સિવાય મૂડીદારોનો અંત આવે નહિ. વળી પ્રચલિત સરકારોને ઉથલાવી પાડ્યા પછી પણ તમામ રાજ્યસત્તા સમાજવાદી મજૂરોએ હસ્તગત કરવી જોઈએ. અને એ સત્તાનો ઉપયોગ આખી દુનિયામાં સમાજવાદ સ્થાપવામાં કરવો જોઈએ. તો જ વિપ્લવ ટકે અને વિપ્લવનું કામ આગળ ચાલે. વર્ગવિગ્રહ તીવ્ર થાય, પરિણામે હિંસામય વિપ્લવ થાય અને રાજ્યસત્તા સમાજવાદી મજૂરો હસ્તગત કરે તો જ દુનિયામાં સમાજવાદ સ્થપાય, એમ કાર્લ માર્ક્સનું કહેવું છે. ઉદ્યોગમાં આગળ વધેલા દેશો—જેવા કે ઇંગ્લંડ કે જર્મની—તેમાં આવો વિપ્લવ વહેલો થશે એવું તેનું માનવું હતું. કારણ મૂડીદારોનું જોર વધારે હોય ત્યાં મજૂરોની દશા ખરાબ હોય, કંગાલિયત, ભૂખમરો અને બેકારી સમાજમાં

વધારે ફેલાયેલાં હોય, એટલે મજૂરો મૂડીદારોની સામે વહેલું માથું ઊંચકે. તેની આ આગાહી સાચી ન પડી. ઈંગ્લંડ કે જર્મની જેવા ઉદ્યોગમાં આગળ વધેલા દેશમાં વિપ્લવ થવાને બદલે રશિયા જેવા ખેતીવાળા દેશમાં વિપ્લવ થયો. માર્ક્સે કલ્પી હતી તે કરતાં જુદી જ ઐતિહાસિક પરિસ્થિતિ ઉત્પન્ન થઈ તેથી એમ બન્યું. છતાં તેણે કલ્પેલો વિપ્લવ એક સ્થળે નહિ તો બીજે સ્થળે થયો તો ખરો જ.

માર્ક્સ કેવળ સિદ્ધાન્તની ચર્ચા કરનારો નહોતો. મજૂરોએ બંડ જ કરવું જોઈએ એ બાબતનો તેણે જબરો પ્રચાર કર્યો અને જુદાજુદા દેશના મજૂરો ઉપર પોતાના વિચારોની સબળ છાપ પાડીને બધા મજૂરોને સંગઠિત કર્યા. આજે દુનિયાના તમામ સમાજવાદીઓનું વલણ મજૂરો અને એકલા મજૂરોના જ સંગઠન તરફ છે. મજૂરોએ સંગઠિત થઈને વત્તેઓછે અંશે સમાજને બિનજવાબદાર એવા ખાનગી મૂડીવાળાઓના હાથમાંથી આર્થિક અને રાજદ્વારી સત્તા લઈ લેવી એ તેમનો કાર્યક્રમ છે.

કાર્લ માર્ક્સે સિદ્ધાન્તમાં જે પ્રતિપાદિત કર્યું અને બહુ જબરદસ્ત આંદોલન કરી જેને માટે ભૂમિકા તૈયાર કરી તે વસ્તુ રશિયામાં લેનિન અને તેના સાથીઓએ અમલમાં મૂકી.

માર્ક્સે મજૂરવર્ગમાં એવી ભાવના પ્રગટાવી કે દેશાભિમાન અથવા દેશભક્તિ જેવી વસ્તુ મજૂરોને માટે નથી. મૂડીદાર સ્વદેશી હો કે પરદેશી, મજૂરોને ચૂસવામાં સૌ સરખા જ છે. એટલે મજૂરોએ દેશાભિમાની મટી જઈ વર્ગાભિમાની થવું જોઈએ. છતાં '૧૪ થી '૧૮ સુધીના યુરોપના મહાયુદ્ધ દરમ્યાન પોતપોતાના રાષ્ટ્ર પ્રત્યેના મમત્વે તથા કેટલેક દરજ્જે ખોટી રીતે પોષાયેલી દેશભક્તિએ સમાજવાદીઓની આ સાર્વભૌમ ભાવનાને ઘડીભર મોળી પાડી નાખી. પોતાની વસાહતોમાંથી ધન

ઢસડી લાવનાર ઇંગ્લંડ જેવા દેશમાં તો એ ધનમાંથી મજૂરોને પણ ટુકડા મળતા એટલે તેમની સ્થિતિ બીજા દેશના મજૂરો કરતાં સારી હતી. એટલે વસાહતવાળા દેશોમાં સમાજવાદી ચળવળે જોર જ ન પકડયું. પરંતુ રશિયામાં તેને અનુકૂળ ક્ષેત્ર અને અવસર મળ્યાં. ઝારના જુલમથી રશિયાના ખેડૂતો ત્રાસ પામી ગયા હતા એ તો હતું જ. અને ઝારે રશિયાને લડાઈમાં હોમ્યું પછી તો જુલમની સાથે ભૂખમરો વધ્યો. ૧૯૧૭માં એવી સ્થિતિ આવી ગઈ કે લોકો વાટે ને ઘાટે 'અન્ન, અન્ન' પુકારતા તરફડવા લાગ્યા. લડાઈ નહોતી ગમતી લોકોને, નહોતી ગમતી સિપાહીઓને; કારણ સિપાહીઓના પગાર ચડી ગયા હતા, તેમને પૂરતાં કપડાં નહોતાં મળતાં, ખોરાક નહોતો મળતો અને લડવાનાં હથિયાર નહોતાં મળતાં. રશિયાના સમાજવાદી આગેવાનોની સરદારી નીચે ત્યાંનાં મજૂરમંડળોએ જ્યારે ઝારની સામે ખુલ્લો બળવો જાહેર કર્યો, ત્યારે ઝાર પાસે પોતાનું રક્ષણ કરવા સૈન્ય જ નહોતું. તેણે જે ટુકડીઓ મજૂરો સામે મોકલી તે મજૂરો સામે લડવાને બદલે વિખરાઈ ગઈ, એટલે ઝારને જીવ લઈને ભાગવું પડ્યું. પછી જે આગેવાનોના હાથમાં સત્તા આવી તેમણે પણ લડાઈ ચાલુ રાખી અને રાજ્યબંધારણ ઘડવા માટે પ્રજાના પ્રતિનિધિઓની સભા બોલાવવા વિચાર કર્યો. પણ લોકોને તો જોઈતી હતી શાન્તિ. તેમને લડાઈ નહોતી જોઈતી, પણ ખાવાનું જોઈતું હતું. લેનિને લોકોને શાન્તિ અને રોટી એ બે આપવાનું વચન આપી મજૂરોને તથા ખેડૂતોને પોતાના પક્ષમાં લીધા. પેલા આગેવાનોને ભાગવું પડ્યું અને લેનિન તથા તેના સાથીઓના હાથમાં સત્તા આવી. પછી રશિયામાં સમાજવાદ સ્થાપવાનો મહાન પ્રયોગ શરૂ થયો. તેનું વર્ણન 'બોલ્શેવિક રશિયા'વાળા લેખમાં છે.

# બોલ્શેવિક રશિયા*

રશિયામાં બોલ્શેવિક પક્ષે રાજ્યસત્તા કબજે કરી અને છેવટે કેટલાક ઝનૂની બોલ્શેવિકોએ ઝાર અને તેના કુટુંબનો નિર્દય રીતે અંત આણ્યો ત્યાં સુધીની હકીકત આ પુસ્તકમાં આપવામાં આવી છે. પરંતુ ત્યારપછી રશિયામાં શું થયું એ વાચકો આગળ મુકાય તો આ પુસ્તક વિશેષ ઉપયોગી થઈ પડે. તેથી જે વચનો આપીને બોલ્શેવિક લોકોએ પ્રજાને પોતાના પક્ષમાં લીધી હતી તે વચનોનો અમલ કરવામાં તેમને કેટલી મુશ્કેલીઓ પડી; ઝારશાહી ઊથલી ગઈ પરંતુ જે તત્ત્વ ઉપર એ ચાલી રહી હતી તે તત્ત્વના ખુદ રશિયાના તેમજ પરદેશી ઉપાસકો તરફથી બોલ્શેવિક સરકાર ઉપર કેવું આક્રમણ થયું; અને છેવટે એ બધા વિરોધો દબાવી દઈને બોલ્શેવિક સરકારે સામ્યવાદને અમલમાં મૂકવાનો પ્રયોગ કેવી રીતે ચલાવ્યો તેની ટૂંકી રૂપરેખા આપવાનો પ્રયત્ન અહીં કર્યો છે.

* 'રશિયાનું ઘડતર'માંથી પુરવણી પ્રકરણ.

બોલ્શેવિકોએ પોતાના હાથમાં રાજ્યસત્તા લીધી પરંતુ મૉસ્કો અને પેટ્રોગ્રેડ એ શહેરોમાં તથા તેની આસપાસના થોડા પ્રદેશમાં જ તેની અસર થઈ હતી. દેશનો મૂડીદાર અને જમીનદાર વર્ગ તો બોલ્શેવિકોની વિરુદ્ધ જ હતો. જૂના લશ્કરના અમલદારો તથા એવા બીજા સરદારો પાસે મશીનગનો હતી અને લડાઈનો થોડોઘણો સરંજામ હતો. તે વડે તેમણે લૂંટફાટનો ધંધો આદર્યો અને મોટાં શહેરોમાં ધોળે દહાડે ગોળીબાર કરીને લૂંટ ચલાવવા લાગ્યા. બોલ્શેવિક સરકારને આથીયે મોટી મુશ્કેલી જુદાંજુદાં ખાતાંના સરકારી અમલદારો તરફની હતી. તેમનામાંના ઘણા બોલ્શેવિકોના હાથ નીચે કામ કરવા તેમજ તેમની સાથે સહકાર કરવા રાજી નહોતા. આ બધું કડકાઈથી દાબી દેવાનું કામ લેનિનની સમક્ષ હતું. તેણે એકદમ હુકમ છોડ્યો: "જે કામ નહિ કરે, તેને ખાવાનું મળશે નહિ." જે સરકારી નોકરોએ સહકાર કરવાની આનાકાની કરી તેમને નાબડતોબ બરતરફ કરવામાં આવ્યા. બૅંકરોએ તિજોરીઓ ખોલવા ના પાડી એટલે તે તોડીને ખોલવામાં આવી. મુખ્ય સેનાપતિએ એક વખત લેનિનના એક હુકમની અવજ્ઞા કરી. તત્કાલ તેને રૂખસદ આપવામાં આવી અને પાંચ મિનિટની અંદર એક જુવાન બોલ્શેવિકને એ પદ આપવામાં આવ્યું.

ખેડૂતોએ જમીનદારોને પોતાની જાગીરો ઉપરથી હાંકી કાઢવા માંડ્યા હતા અને મજૂરો માલિકોને હાંકી કાઢી કારખાનાંનો કબજો લેવા મંડ્યા હતા, તે આ પુસ્તકમાં કહેવામાં આવ્યું છે. દેશમાં ચાલતી અંધાધૂંધી અને લડાલડીનો લાભ લઈ કેટલાક માલિકોએ કારખાનાંના સાંચાકામમાં ભાંગફોડ કરી નુકસાન કરવા માંડ્યું.

ખેડૂતોએ જાગીરોનો કબજો લીધો તેમાં પણ વિચારવિવેક

તો નહોતો જ જળવાયો. એ આખી ક્રિયા વ્યવસ્થિત વહેંચણીના સ્વરૂપની નહિ પણ અવ્યવસ્થિત લૂંટના જેવી થઈ. દ્વેષથી પ્રેરાયેલાં અને નિરંકુશ બનેલાં ખેડૂતોનાં ટોળાંએ જમીનદારોનાં મકાનો, સારી રીતે ઉછેરેલાં ઢોરઢાંખર, મશીનરી, પુસ્તકાલયો, ફર્નિચર એ બધાંનો નાશ કરવા માંડ્યો. એટલે કારખાનાં તેમજ જાગીરોની બાબતમાં સરકાર વચ્ચે પડી. કારખાનાંમાં બગાડ થતો અટકાવવા સોવિયેટ સરકારે તમામ કારખાનાંનો કબજો લઈ લીધો અને પોતાની સીધી વ્યવસ્થા નીચે તે ચલાવવા માંડયાં. તે જ પ્રમાણે જાગીરોનો કબજો પણ સરકારે લઈ લીધો અને તેના ઉપર ધીમેધીમે જમીનવિનાના ખેડૂતોને વસાવી સામ્યવાદી ધોરણ ઉપર ત્યાં ખેતી કરવા માંડી. જોકે આ ધોરણને ખેડૂતમજૂરો ટેવાયેલા નહિ હોવાથી તેઓ ઓછું કામ કરતા, તેના ઉપર ઉત્પન્ન ઓછું જ થતું, અને અવ્યવસ્થા ચાલતી.

લોકોને રોટી આપવાનું વચન આપીને બોલ્શેવિકોએ દેશમાં સત્તા હસ્તગત કરી હતી. પણ દેશભર વ્યાપી રહેલો ભૂખમરો એકદમ કંઈ ઓછો જ ટળે એમ હતો? એક તરફથી કરોડો લોકો ભૂખે મરતા હતા, ત્યારે જે થોડાની પાસે પૈસા હતા તે લોકો તો પહેલાંની જેમ અમનચમન કરતા હતા. બોલ્શેવિક સરકારની સત્તા બધે પહોંચી શકતી પણ નહોતી, એટલે કેટલાંયે શહેરોમાં ધનિક લોકો સોવિયેટ સરકાર આજે પડશે, કાલે પડશે એવી આશામાં મોજ માણતા હતા. જર્મની સાથે યુદ્ધ ચાલુ રહેવું જોઈએ, એમ જે લોકો દેશભક્તિથી પ્રેરાઈને કહેતા તેઓ જ હવે જર્મની વિજયી થાય અને પેટ્રોગ્રેડ ઉપર ચડી આવે એમ ઇચ્છવા લાગ્યા. સામાજિક વિપ્લવ પ્રત્યેના અણગમાની લાગણી પરરાજ્યની ધૂંસરીના ભયની લાગણી કરતાં વધારે પ્રબળ હતી. આજે

બોલ્શેવિકોએ પોતાના હાથમાં રાજ્યસત્તા લીધી પરંતુ મોસ્કો અને પેટ્રોગ્રેડ એ શહેરોમાં તથા તેની આસપાસના થોડા પ્રદેશમાં જ તેની અસર થઈ હતી. દેશનો મૂડીદાર અને જમીનદાર વર્ગ તો બોલ્શેવિકોની વિરુદ્ધ જ હતો. જૂના લશ્કરના અમલદારો તથા એવા બીજા સરદારો પાસે મશીનગનો હતી અને લડાઈનો થોડોઘણો સરંજામ હતો. તે વડે તેમણે લૂંટફાટનો ધંધો આદર્યો અને મોટાં શહેરોમાં ધોળે દહાડે ગોળીબાર કરીને લૂંટ ચલાવવા લાગ્યા. બોલ્શેવિક સરકારને આથીયે મોટી મુશ્કેલી જુદાંજુદાં ખાતાંના સરકારી અમલદારો તરફની હતી. તેમનામાંના ઘણા બોલ્શેવિકોના હાથ નીચે કામ કરવા તેમજ તેમની સાથે સહકાર કરવા રાજી નહોતા. આ બધું કડકાઈથી દાબી દેવાનું કામ લેનિનની સમક્ષ હતું. તેણે એકદમ હુકમ છોડચો: "જે કામ નહિ કરે, તેને ખાવાનું મળશે નહિ." જે સરકારી નોકરોએ સહકાર કરવાની આનાકાની કરી તેમને તાબડતોબ બરતરફ કરવામાં આવ્યા. બેંકરોએ તિજોરીઓ ખોલવા ના પાડી એટલે તે તોડીને ખોલવામાં આવી. મુખ્ય સેનાપતિએ એક વખત લેનિનના એક હુકમની અવજ્ઞા કરી. તત્કાલ તેને રૂખસદ આપવામાં આવી અને પાંચ મિનિટની અંદર એક જુવાન બોલ્શેવિકને એ પદ આપવામાં આવ્યું.

ખેડૂતોએ જમીનદારોને પોતાની જાગીરો ઉપરથી હાંકી કાઢવા માંડચા હતા અને મજૂરો માલિકોને હાંકી કાઢી કારખાનાંનો કબજો લેવા મંડચા હતા, તે આ પુસ્તકમાં કહેવામાં આવ્યું છે. દેશમાં ચાલતી અંધાધૂંધી અને લડાલડીનો લાભ લઈ કેટલાક માલિકોએ કારખાનાંના સાંચાકામમાં ભાંગફોડ કરી નુકસાન કરવા માંડચું.

ખેડૂતોએ જાગીરોનો કબજો લીધો તેમાં પણ વિચારવિવેક

તો નહોતો જ જળવાયો. એ આખી ક્રિયા વ્યવસ્થિત વહેંચણીના સ્વરૂપની નહિ પણ અવ્યવસ્થિત લૂંટના જેવી થઈ. દ્વેષથી પ્રેરાયેલાં અને નિરંકુશ બનેલાં ખેડૂતોનાં ટોળાંએ જમીનદારોનાં મકાનો, સારી રીતે ઉછેરેલાં ઢોરઢાંખર, મશીનરી, પુસ્તકાલયો, ફર્નિચર એ બધાંનો નાશ કરવા માંડ્યો. એટલે કારખાનાં તેમજ જાગીરોની બાબતમાં સરકાર વચ્ચે પડી. કારખાનાંમાં બગાડ થતો અટકાવવા સોવિયેટ સરકારે તમામ કારખાનાંનો કબજો લઈ લીધો અને પોતાની સીધી વ્યવસ્થા નીચે તે ચલાવવા માંડયાં. તે જ પ્રમાણે જાગીરોનો કબજો પણ સરકારે લઈ લીધો અને તેના ઉપર ધીમેધીમે જમીનવિનાના ખેડૂતોને વસાવી સામ્યવાદી ધોરણ ઉપર ત્યાં ખેતી કરવા માંડી. જોકે આ ધોરણને ખેડૂતમજૂરો ટેવાયેલા નહિ હોવાથી તેઓ ઓછું કામ કરતા, તેના ઉપર ઉત્પન્ન ઓછું જ થતું, અને અવ્યવસ્થા ચાલતી.

લોકોને રોટી આપવાનું વચન આપીને બોલ્શેવિકોએ દેશમાં સત્તા હસ્તગત કરી હતી. પણ દેશભર વ્યાપી રહેલો ભૂખમરો એકદમ કંઈ ઓછો જ ટળે એમ હતો ? એક તરફથી કરોડો લોકો ભૂખે મરતા હતા, ત્યારે જે થોડાની પાસે પૈસા હતા તે લોકો તો પહેલાંની જેમ અમનચમન કરતા હતા. બોલ્શેવિક સરકારની સત્તા બધે પહોંચી શકતી પણ નહોતી, એટલે કેટલાંયે શહેરોમાં ધનિક લોકો સોવિયેટ સરકાર આજે પડશે, કાલે પડશે એવી આશામાં મોજ માણતા હતા. જર્મની સાથે યુદ્ધ ચાલુ રહેવું જોઈએ, એમ જે લોકો દેશભક્તિથી પ્રેરાઈને કહેતા તેઓ જ હવે જર્મની વિજયી થાય અને પેટ્રોગ્રેડ ઉપર ચડી આવે એમ ઇચ્છવા લાગ્યા. સામાજિક વિપ્લવ પ્રત્યેના અણગમાની લાગણી પરરાજ્યની ધૂંસરીના ભયની લાગણી કરતાં વધારે પ્રબળ હતી. આજે

આપણા દેશમાંયે રૂઢ થઈ ગયેલા વિશેષ અધિકારો અને પચાવી પાડેલી માલમિલકત ગુમાવવાનું જોખમ વહોરવાને બદલે આ પારતંત્ર્ય ભલે રહ્યું એમ કહેનારા ઘણા નથી પડયા ?

દેશના આંતરિક વિગ્રહ અને અંધાધૂંધી ઉપરાંત બહારના દુશ્મનોનો ભય પણ સોવિયેટ સરકારને ઓછો નહોતો. સોવિયેટ સરકારે રશિયાનો ઘણો મુલક અને ઘણા હકો ગુમાવીને જર્મની સાથે ૧૯૧૮ના માર્ચમાં સુલેહ કરી નાખી હતી. છતાં જર્મની સોવિયેટ સરકાર ઉપર ડોળા તો કાઢયાં જ કરતું હતું. ઇંગ્લંડ, ફ્રાન્સ વગેરે મિત્રરાજ્યો જર્મનોને જોકે ધિક્કારતાં હતાં, પરંતુ બોલ્શેવિકોને તેથીયે વિશેષ ધિક્કારતાં હતાં. અમેરિકાના પ્રેસિડેન્ટ વિલ્સને સને ૧૯૧૮ની શરૂઆતમાં મળેલી સોવિયેટ મહાસભાને હાર્દિક અભિનંદનનો સંદેશો પાઠવ્યો હતો, પણ તેનો તેને થોડા જ વખતમાં પશ્ચાત્તાપ થવા માંડયો હતો. બધાં જ મિત્રરાજ્યો રશિયામાં ચાલી રહેલી વિપ્લવવિરોધી પ્રવૃત્તિઓને ખાનગી રીતે પૈસાટકાની મદદ કરી રહ્યાં હતાં, અને પોતે પણ છૂપી રીતે એ પ્રવૃત્તિઓમાં ભાગ લેતાં હતાં. સોવિયેટ સરકારે પોતાની રાજધાની પેટ્રોગ્રેડથી ફેરવી મોસ્કોમાં કરી હતી. ત્યાં પરદેશી જાસૂસો સારી પેઠે ભરાયા હતા, અને તેઓ સોવિયેટ સરકાર સામે ખાનગી રીતે ઉશ્કેરણી કરી જ રહ્યા હતા. મિત્રરાજ્યો પાસેથી મદદ મળતાં માલમિલકતને ગુમાવી બેઠેલા જમીનદારો અને મૂડીદારો પણ જોરમાં આવ્યા હતા. '૧૮ના જુલાઈ માસમાં રશિયાની આ સ્થિતિ હતી. સોવિયેટ સરકારનું જીવન જાણે એક પાતળી દોરી ઉપર લટકી રહ્યું હતું.

ફ્રાન્સમાં જર્મની તથા મિત્રરાજ્યો વચ્ચે હજી સખ્ત યુદ્ધ ચાલી રહ્યું હતું, છતાં રશિયામાં તો મિત્રરાજ્યો તેમ જ જર્મની બન્નેએ

બોલ્શેવિકોને કચડી નાખવાનો એકબીજાથી સ્વતંત્ર રીતે પણ સમાન પ્રયત્ન આદર્યો હતો. એમણે રશિયા સામે રીતસર વિગ્રહ નહોતો જાહેર કર્યો, પરંતુ રશિયાના વિપ્લવવિરોધી આગેવાનોને લશ્કર તથા નાણાંની મદદ આપીને તેઓ ઉત્તેજન આપતાં હતાં. તેમની મદદથી જ ઝારના વખતના કેટલાક સરદારોએ સોવિયેટ સામે બંડ ઉઠાવ્યું હતું. '૧૮ના ઑગસ્ટમાં સ્થિતિ વધુ બગડી અને બે પ્રસંગો એવા બન્યા કે તેથી બોલ્શેવિકોમાં ક્રોધ, નિરાશા અને ભય વ્યાપી ગયાં. એક, લેનિનનો જાન લેવા તેના ઉપર હુમલો થયો; અને બીજું, ઉત્તર રશિયામાં આર્કેન્જલ આગળ મિત્રરાજ્યનું લશ્કર ઊતર્યું. મૉસ્કોમાં ભારે ખળભળાટ વ્યાપી ગયો, અને સોવિયેટ સરકાર પડુંપડું થઈ ગઈ. આખું મૉસ્કો શહેર દુશ્મનોથી ઘેરાઈ ગયું હતું. બોલ્શેવિકો પાસે ભાગ્યે જ કાંઈ લશ્કર હતું. પરંતુ તેમણે નિરધાર કર્યો કે જો મરવાનું જ છે તો પછી બહાદુરીથી લડતાં લડતાં મરવું. તેમની સામે પુષ્કળ કાવતરાં રચાઈ રહ્યાં હતાં, તે દાબી દેવા માટે સપ્ટેમ્બરની શરૂઆતમાં આખા દેશમાં તેમણે લશ્કરી કાયદો જાહેર કર્યો. 'વિપ્લવદ્રોહીઓને મારો,' 'ચડાઈ કરનારા પરદેશીઓ સામે નિર્દય જંગ જગાવો,' આ ઘોષણા સાથે બહારની દુનિયા સામે તેમજ અંદરના શત્રુઓ સામે તેઓ ખુનખાર લડતમાં ઊતર્યા. આખો દેશ એક ઘેરાઈ પડેલી છાવણી જેવો થઈ ગયો. જબરદસ્ત 'લાલ' * લશ્કર ઊભું કરવાના પ્રયત્નો ચાલ્યા, અને ટ્રૉટ્સ્કીને તે કામ સોંપવામાં આવ્યું.

સને ૧૯૧૮ના નવેમ્બરમાં મિત્રરાજ્યો અને જર્મની વચ્ચે સુલેહ થઈ. પરંતુ સને ૧૯૧૯ અને ૧૯૨૦ એ બેય વર્ષ રશિયાને તો લડાઈમાં જ ગયાં. સોવિયેટ સરકારને એકલે હાથે અનેક

* સામ્યવાદીઓએ પોતાના પક્ષનો લાલ રંગ પસંદ કર્યો છે.

દુશ્મનો સામે લડવાનું હતું. એક વખત તો એવો આવ્યો હતો જ્યારે જુદાંજુદાં સત્તર મથકે 'લાલ' લશ્કર ઉપર આક્રમણો થયાં હતાં. ઇંગ્લંડ, અમેરિકા, ફ્રાન્સ, જપાન, ઇટલી, સર્બિયા, ઝેકોસ્લોવેકિયા, રૂમાનિયા, બાલ્ટિક રાજ્યો, પોલૅન્ડ અને તે ઉપરાંત અનેક વિપ્લવવિરોધી રશિયન સરદારો એ બધાંની સામે સોવિયેટને ઝૂઝવાનું હતું. પૂર્વ સાઇબીરિયાથી તે બાલ્ટિક અને ક્રીમિયા સુધી લડાઈ સળગી ઊઠી હતી. કેટલીયે વાર સોવિયેટનો અંત નજીક દેખાતો અને ખુદ મૉસ્કો ભયમાં આવી પડતું. એકવાર પેટ્રોગ્રેડ તો દુશ્મનોના હાથમાં આવી જવાની અણી ઉપર હતું. મિત્રરાજ્યોએ આખા રશિયાને ઘેરો ઘાલ્યો હતો. અને એ ઘેરો એટલો સખ્ત હતો કે ૧૯૧૯નું આખું વર્ષ રશિયા બહારથી એક ચીજ લાવી શક્યું નહિ, તેમ એક ચીજ બહાર વેચી શક્યું નહિ. પરંતુ આ બધી આફતોમાંથી સોવિયેટ સરકાર પાર ઊતરી ગઈ અને પ્રત્યેક વિજયની સાથે તેનું બળ અને આત્મવિશ્વાસ વધતાં ગયાં.

આટલી ભારે મુશ્કેલીઓની સામે સોવિયેટ રશિયા શી રીતે વિજયી નીવડ્યું? જર્મની સાથે પતાવટ કરી નાખ્યા પછી મિત્ર-રાજ્યો પાસે મોટાં લશ્કર ફાજલ પડ્યાં હતાં ખરાં. પરંતુ તે બધા સતત ચાલેલી ભારે લડાઈથી કંટાળીને થાકી ગયેલાં હતાં. તેઓ બીજી નવી લડાઈમાં ઊતરવા તૈયાર જ નહોતાં. ખાસ કરીને સોવિયેટ લશ્કરની સામે તેમને ઉતારવાનું કામ સહેલું નહોતું. નૂતન રશિયા પ્રત્યે તમામ દેશોના મજૂર વર્ગના લોક ભારે સહાનુભૂતિ ધરાવતા હતા, અને સોવિયેટ રશિયા સામે ખુલ્લે ખુલ્લી લડાઈ જાહેર કરતાં પોતાને ઘેર વિરોધ ઊભો થાય એવો દરેક દેશને ડર લાગતો હતો. આખા યુરોપમાં ગમે ત્યારે બળવો જાગી ઊઠે એવી સ્થિતિ હતી. વળી મિત્ર-રાજ્યોમાં પણ અંદરઅંદર હરીફાઈ અને ઈર્ષા ઓછી નહોતી.

મુલેહ થયા પછી તેઓ અંદરઅંદર લડવા લાગ્યાં. એટલે એક પણ રાજ્ય બોલ્શેવિકોનો અંત આણવા માટે કટિબદ્ધ થવા તૈયાર નહોતું. બીજું કોઈ રાજ્ય લડવા જાય તો દરેક તેને નાણાં, યુદ્ધની સામગ્રી અને સલાહથી મદદ કરવા તૈયાર હતું. વળી તેમને એમ પણ લાગતું કે સોવિયેટનો અંત એની મેળે જ આવશે.

આ પરિસ્થિતિ સોવિયેટ રશિયાને અનુકૂળ હતી, અને તેથી પોતાની શક્તિ સંગઠિત કરવાનો તેને સમય મળ્યો. પરંતુ વિજયનું શ્રેય કેવળ બાહ્ય સંજોગોને જ આપવું યોગ્ય નથી. આવડા સખ્ત વિરોધમાંથી રશિયા વિજયવંત આગળ આવ્યું, તેમાં રશિયાની પ્રજાએ જે શ્રદ્ધા, આત્મવિશ્વાસ, ત્યાગ ને અડગ નિશ્ચય બતાવ્યાં તેનો ફાળો ઓછો નથી. આળસુ અને અજ્ઞાન ગણાતી પ્રજામાં પણ સ્વાતંત્ર્યનો અનુભવ થતાં અજબ ચેતન સ્ફુરે છે. અને રશિયાને જે નેતાઓ મળ્યા હતા તેમણે પણ ભારે કૌશલ્ય બતાવ્યું. તેમણે એક દલિત અને કંગાળ પ્રજાને બળવાન અને સુસંગઠિત રાષ્ટ્રમાં ફેરવી નાખી તથા પોતાના કાર્યને વિષે અજબ શ્રદ્ધા અને વિશ્વાસ તેમણે પ્રજામાં પ્રગટાવ્યાં.

આ બધા નેતાઓમાં અગ્રણી લેનિન હતો તે આખી દુનિયા જાણે છે. આ પુસ્તકમાં તેનું ટૂંકું જીવનચરિત્ર આપ્યું છે. આવા મહાપુરુષોમાં જે વિવિધ પ્રકારના ગુણો અને શક્તિઓ રહેલાં હોય છે તેનું યથાર્થ વર્ણન કરવું એ સમર્થ ચરિત્રકારને માટે પણ મુશ્કેલ હોય છે. એટલે આ પુસ્તકમાંનું ચરિત્રવર્ણન તેને ભાગ્યે જ ન્યાય આપી શકે. લેનિનની કીર્તિની ખરી ચાવી તેના અદ્‌ભુત કૌશલ્ય અને સંગઠનશક્તિ કરતાં પણ જનતા પ્રત્યેના તેના અગાધ પ્રેમમાં વધારે રહેલી હતી. તે કાળમાં તેનાથી બીજા નંબરની વ્યક્તિ તે ટ્રોટ્સ્કી હતો. તે હતો તો જબરો લેખક અને વક્તા. લશ્કરી વિદ્યાનો પૂર્વઅનુભવ કાંઈ જ ન

મળે, છતાં આંતરિક વિગ્રહ અને બહારના ઘેરાની વચ્ચે તેણે 'લાલ' લશ્કર ઊભું કર્યું, અને આટઆટલી મુશ્કેલીઓ વચ્ચે બે વર્ષ જે કુશળતાથી સેનાધિપતિત્વ કર્યું તેણે નિષ્ણાતોનો પણ આદર મેળવ્યો છે. તેની વીરતા દુશ્મનો પણ વખાણતા. તેનું સાહસ અવિચારીપણાની હદ સુધી પહોંચે એટલું હતું. લડાઈમાં પોતાના જાનને જોખમમાં નાખતાં તે કદી અચકાતો નહિ. લશ્કરમાં કોઈ શિસ્તનો ભંગ કરે અથવા બીકણપણું દેખાડે તો તેના પ્રત્યે તે કદી દયા રાખતો નહિ. આ 'લાલ' લશ્કરની પાસે કેટલા અડગપણાની અપેક્ષા રાખવામાં આવતી તેનું એક ઉદાહરણ પેટ્રોગ્રેડના રક્ષણ વખતે કાઢેલા હુકમના શબ્દોમાંથી મળે છેઃ "લોહીનું છેલ્લું ટીપું રહે ત્યાં સુધી પેટ્રોગ્રેડનો બચાવ કરવાનો છે, એક તસુ પણ ચસવાનું નથી, અને છેવટે શહેરની શેરીએ શેરીએ લડત ચાલુ રાખવાની છે."

આ લડાઈ દરમ્યાન ટ્રોટ્સ્કી રશિયાના એક મહાવીર તરીકે આગળ આવ્યો. પણ લેનિનમાં જે દયાભાવ હતો, માનવપ્રેમ હતો તેની ટ્રોટ્સ્કીમાં ન્યૂનતા હતી. તેથી તેના ઉપર લોકોની લેનિનના જેટલી પ્રીતિ નહોતી. તે બોલ્શેવિક મંડળમાં નવો દાખલ થયેલો હતો, અને જૂના બોલ્શેવિકો સાથે લેનિનની દરમ્યાનગીરી વિના તેનું ગાડું ચાલી શકતું નહિ, એટલે લેનિનના મરણ પછી તરત જ તેને બીજાઓ સાથે અણબનાવ થયો અને આપણે આગળ જોઈશું કે વિપ્લવના આ મહાન વીરને, 'લાલ' લશ્કરના સ્રષ્ટાને, રશિયામાંથી દેશવટો મળ્યો.

સને ૧૯૨૦ની આખર સુધીમાં બધી લડાઈઓનો અંત આવી ગયો અને રશિયા જેને માટે ઝંખી રહ્યું હતું તે શાન્તિ તેને આખરે મળી. આ આખી લડાઈ દરમ્યાન ખુનામરકી કરવામાં

અને કેર વર્તાવવામાં વિપ્લવકારી તેમજ વિપ્લવવિરોધી એ બન્ને પક્ષોએ જબરી હરીફાઈ કરી છે. કોણે વધારે ઘાતકીપણું કર્યું તે કહેવું મુશ્કેલ છે. વિપ્લવવિરોધી સૈન્યોએ કેર કરવામાં કશી મણા નથી રાખી, પણ તેની સાથે લાલ લશ્કરનો જુલમ પણ ઓછો નહોતો. આખા દેશમાં ઘણાં નિર્દોષ માણસોને પારાવાર દુઃખ સહન કરવાં પડ્યાં. બોલ્શેવિક લોકો ઉપર ચોમેરથી હુમલા થતા હતા, તેઓ કાવતરાં તથા જાસૂસોથી ઘેરાઈ પડ્યા હતા, એટલે તેઓ પણ અકળાઈ ગયા હતા, અને કોઈના ઉપર જરાક સરખો વહેમ પડતાં તેને ભારે સજા કરતા. એમની રાજદ્વારી પોલીસ જેને 'ચેકા' કહેવામાં આવતી તે આ ત્રાસ અને કનડગત માટે બહુ બદનામ થઈ છે. આ આંતરિક લડાઈઓમાં સોવિયેટ સરકારની ગણતરી પ્રમાણે તેર લાખ પચાસ હજાર માણસો માર્યાં ગયાં.

લડાઈની સાથે દુકાળ અને રોગ હમેશાં આવે જ છે. લડાઈ, ઘેરો, દુકાળ તથા રોગ એ ચારેએ મળીને દેશની ખાનાખરાબી કરી નાખી. જ્યારે ચોમેરથી લશ્કરો દેશને ખૂંદતાં ફર્યા કરતાં હોય ત્યારે ખેડૂતો બિચારા ક્યાંથી ખેતી કરી શકે? અને મજૂરોયે કારખાનાં શી રીતે ચલાવે? વળી સામ્યવાદી અમલ જાહેર થયેલો એટલે કોઈની પણ પાસે તેની જરૂરિયાત કરતાં વધારે હોય તે બળજબરીથી લઈ લેવામાં આવતું. આથી ખેડૂતો નવા અમલ પ્રત્યે અણગમો બતાવવા લાગ્યા. ગરીબ અને મધ્યમ સ્થિતિના ખેડૂતો માંડમાંડ ખાવા જેટલું જ પકવી શકતા, પણ શ્રીમંત ખેડૂતોયે પોતાને ખાવા જેટલું જ પકવીને બેસી રહેતા અથવા પાકયું હોય તો કેટલીકવાર બગાડી પણ નાખતા. દેશમાં પૂરતો ખોરાક નહોતો અને ખાવાનું મળે નહિ, તેથી કારખાનાંમાં મજૂરો કામ કરવા રાજી નહોતા.

પરંતુ પરિસ્થિતિ પારખી લઈ સિદ્ધાન્તોને વસ્તુસ્થિતિની

સાથે ઘટાવી લેવાની અદ્ભુત કળા લેનિનમાં હતી. તેણે સામ્યવાદી અમલ એકદમ બંધ કર્યો અને નવી નીતિ અખત્યાર કરી. તેને નવી અર્થવ્યવસ્થા (ન્યુ ઇકૉનૉમિક પૉલિસી) કહેવામાં આવે છે. આ વ્યવસ્થામાં ખેડૂતોનો પોતાની જમીન ઉપરનો ખાનગી માલકી-હક મંજૂર રખાયો અને પોતે પકવે તે વેચવાની તેને છૂટ મળી. નાના વેપારીઓને પણ ખાનગી વેપાર કરવાની છૂટ મળી. આમાં સામ્યવાદી સિદ્ધાન્તો કાંઈક અંશે જતા કરવામાં આવ્યા, પણ કામચલાઉ ઉપાય તરીકે લેનિને તેનું સમર્થન કર્યું. લોકોને આ નવી અર્થવ્યવસ્થાથી ખૂબ રાહત મળી. પરંતુ રશિયાનાં દુઃખનો અંત હજી નહોતો આવ્યો. બીજે વરસે વરસાદ ન પડ્યો અને આખા દેશમાં ભયંકર દુકાળ પડ્યો. તેમાં લાખો લોકો મરી ગયા. મહાયુદ્ધને પરિણામે દેશ ઘસાઈ તો ગયો જ હતો. અને ત્યારપછી આંતરિક વિગ્રહ અને ઘેરો આવ્યો. વળી નવા સામ્યવાદી સિદ્ધાન્તોનો અમલ કરવા જતાં આર્થિક અવ્યવસ્થા ઊભી થઈ હતી, અને એ બધી હાડમારીઓમાં પૂરણી કરવા આ દુકાળ આવ્યો. રશિયાને દોહ્યલા દિવસ આવ્યા. આખી દુનિયાથી જુદો માર્ગ પકડેલો એટલે બીજા દેશો દુકાળસંકટનિવારણ માટે મદદ કરવા પણ ના પાડવા લાગ્યા. યુરોપના દેશોએ કહ્યું કે સોવિયેટ સરકારે ઝારના વખતનાં દેવાંનો ઇનકાર કર્યો છે. તે દેવાં આપવાનું જો તે વચન આપે તો અમે મદદ કરીએ. પોતાનાં ભૂખે મરતાં બાળકો માટે રશિયાની માતાઓએ હૃદયવિદારક અપીલ કરી, તેની અસર યુરોપના કોઈ દેશ ઉપર ન પડી. કેવળ અમેરિકાએ બિનશરતે સારી મદદ આપી.

છતાં ઇંગ્લંડ તથા યુરોપના બીજા દેશોએ જ્યાં પોતાનો સ્વાર્થ આવ્યો ત્યાં સોવિયેટનો બહિષ્કાર ન કર્યો.

નવી અર્થવ્યવસ્થા અમલમાં મૂકીને સોવિયેટ સરકાર ખુવાર થઈ ગયેલી પ્રજાને ફરી ઊભી કરવાના મહાન કાર્ય પાછળ મંડી હતી.

દેશની નવી અર્થરચના કરવા માટે તેમને વિવિધ સાધનસામગ્રી અને રેલવે એન્જીનો, મોટરગાડીઓ તથા લારીઓ, ટ્રેક્ટરો તથા બીજી મશીનરીની જરૂર હતી. આ બધું તેમને પરદેશમાંથી જ મળી શકે એમ હતું. પણ તે ખરીદવાનાં નાણાં તેમની પાસે નહોતાં. ખરીદેલા માલની કિંમત હપ્તાથી ભરવા તેઓ તૈયાર હતા. પરંતુ બીજા દેશો સાથે બોલ્યાવહેવાર હોય ત્યારે તે બની શકે. રશિયા બીજા મોટા દેશો સાથે વેપારસંબંધો બાંધવા ઉત્સુક હતું. પણ મોટા દેશો તો બોલ્શેવિકોને ધિક્કારતા અને તેમના સામ્યવાદને એક મોટી આફત ગણતા. '૧૭ થી '૨૧ના ચાર વરસના ગાળામાં તેને દાબી દેવા તેમણે તનતોડ પ્રયત્નો પણ કર્યા હતા. છતાં રશિયા જેવો કાચો માલ પેદા કરનારો દેશ પોતાનો કાચો માલ સસ્તો આપીને મશીનરી તથા તેને લગતો તૈયાર માલ ખરીદવા તૈયાર થાય, ત્યારે એવા લીલા ઘરાકને જતો કરવાનું વેપારી ઇંગ્લંડને તથા અમેરિકાને પોસાય એમ નહોતું. સામ્યવાદ પ્રત્યેના તિરસ્કાર ઉપર નફાના લોભની લાગણીએ છેવટે વિજય મેળવ્યો, અને ઇંગ્લંડ તથા બીજા ઘણાખરા દેશો રશિયા સાથે વેપારી સંબંધ જોડવા સને ૧૯૨૧માં જ તૈયાર થઈ ગયા. જોકે સોવિયેટતંત્ર ભાંગી પડે અને નાબૂદ થઈ જાય તે માટેના એ દેશોના, અને ખાસ કરીને ઇંગ્લંડના, પ્રયત્નો તો ચાલુ જ રહ્યા.

જમીનદારોની બધી જાગીરો કબજે કરી લેવાનું ખેડૂતોને ખુલ્લી રીતે ઉત્તેજન આપીને ૧૯૧૭માં લેનિને ખેડૂતોને પોતાના પક્ષમાં લઈ લીધા હતા. પરંતુ એવી રીતે કબજે લીધેલી જમીનમાંથી તેમજ પોતાની ખાનગી માલિકીની જમીનમાંથી જે વધારો રહે તે સરકારને આપવા ખેડૂતો રાજી નહોતા. લશ્કરને માટે તથા કારખાનાંના મજૂરોને માટે જે અનાજ જોઈએ તે

સરકારે ખેડૂતો પાસેથી જબરદસ્તીથી લેવા માંડયું એટલે રશિયાનો ખેડૂત તો મૂંઝવણમાં પડયો. સરકાર પોતાને જે જોઈએ તે બળજબરીથી લેતી હતી. બીજી તરફથી જો તેઓ વિપ્લવવિરોધી ચળવળમાં ભળે તો જમીનદારો પાછા આવવાનો ડર હતો. ૧૯૨૦માં લાલ લશ્કરે બધું થાળે પાડયું પછી તો ખેડૂતની સામે પસંદગીનો સવાલ જ નહોતો રહ્યો. પરંતુ લેનિન તેમનું માનસ સમજી ગયો અને પોતાની નવી અર્થવ્યવસ્થામાં નાના તથા મધ્યમવર્ગના ખેડૂતોને રાજી કરી પોતાના પક્ષમાં લઈ લેવાની તેણે યોજના કરી.

જમીનની માલકી વિષેનું તેમનું મમત્વ એટલું ભારે હતું કે તેઓને જો માલિક ન ગણવામાં આવે તો તેઓ ઉત્સાહથી કામ ન કરે. મોટા જમીનદારોનો તો વિપ્લવની સ્થાપના થતાં જ નિકાલ થઈ ગયો હતો, અને જમીન વિનાના ખેડૂત–મજૂરોને તેમની જાગીર ઉપર વસાવી એ જાગીરોની વ્યવસ્થા સામ્યવાદી ધોરણ ઉપર ચાલુ કરી દેવામાં આવી હતી. પછી રહ્યા બહોળી જમીન-વાળા શ્રીમંત ખેડૂતો. તેઓ જાતે ખેતી નહોતા કરતા, પણ મજૂરો પાસે કામ કરાવતા; થોડોઘણો વેપાર પણ કરતા અને નાણાંની ધીરધાર કરતા. એટલે તેઓ નાના મૂડીદારો જ કહેવાય. તેમને રશિયામાં કુલાક કહેવામાં આવતા. તમામ જમીન સામાજિક માલકીની થાય તો ગરીબ ખેડૂતોને તથા ખેડૂત–મજૂરોને ચૂસવાનું મળે નહિ, માટે સ્વાભાવિક રીતે જ એ તેમને ગમતું નહોતું. લેનિને પોતાની નવી અર્થવ્યવસ્થામાં એવી ગોઠવણ કરી હતી કે કુલાકોને બિલકુલ ઉત્તેજન ન મળે. પોતાનો માલ એક જગાએથી બીજી જગ્યાએ લઈ જવા માટે તેમને રેલભાડું બીજા કરતાં વધારે આપવું પડે, જમીનમહેસૂલ તથા બીજા કરો પણ વધારે આપવા પડે. છતાં તેઓ ટકી રહ્યા, કારણ જે વેપાર અને ખેતી સામાજિક માલકીનાં કરી નાખવામાં આવ્યાં તે હજી સફળ થયાં નહોતાં. એવી ખેતીમાં

ખાનગી ખેતી કરતાં ખર્ચ વધારે આવતું, અને ઉત્પન્ન ઓછું થતું. સામાજિક માલકીની દુકાનો પણ બહુ અવ્યવસ્થિત ચાલતી. જોઈતો માલ ત્યાં મળે નહિ અને ન જોઈતો માલ પડ્યો પડ્યો બગડી જાય. કેટલીક વખતે તો દુકાનમાં માલ હોવા છતાં અવ્યવસ્થાને લીધે ક્યાં પડ્યો છે તેની ખબર નહિ હોવાથી ઘરાકોને તે મળી શકતો નહિ. તેથી જ નવી અર્થવ્યવસ્થામાં નાના પાયા ઉપર ખાનગી વેપારની પણ લેનિને છૂટ આપી હતી. લેનિને આપેલી છૂટની અસર ઘણી સારી થઈ, અને લોકોની સ્થિતિ સુધરી. કુલાકોએ પણ સરકાર તરફનું ઉત્તેજન ન હોવા છતાં યુક્તિપ્રયુક્તિથી પોતાનું ગાડું હાંકયે રાખ્યું.

એનું પરિણામ એ આવ્યું કે સોવિયેટ સરકારની જમીનની આવક બહુ ઘટી ગઈ. એટલે લશ્કર માટે, શહેરો માટે અને પરદેશ નિકાસ માટે ખેડૂતો પાસેથી અનાજ જબરદસ્તીથી ઉઘરાવવાનું ફરી વળી શરૂ કરવું પડ્યું. આમ સોવિયેટ સરકારનો ખેડૂતો સાથેનો સંબંધ વિદ્વેષમય જ રહ્યો.

લેનિને બીજું મોટું કામ ગામડેગામડે વીજળી દાખલ કરવાનું ઉપાડ્યું. તેને માટે તેણે મોટાં વીજળીનાં કારખાનાં ઊભાં કરાવ્યાં. એનો ઉદ્દેશ દેશને કારખાનાંમય કરી નાખવાનો અને ખેડૂતોમાં પણ કારખાનાંનું માનસ પેદા કરી તેમને શહેરોની અને કારખાનાંના મજૂરોની વધુ નજીક આણવાનો હતો. સાધારણ રીતે શહેર અને ગામડાં વચ્ચે, નગરવાસી અને ગ્રામવાસી વચ્ચે હંમેશાં ઘર્ષણ ચાલ્યાં જ કરે છે. નગરવાસીને ગામડામાંથી ખોરાક અને બીજો કાચો માલ સસ્તો જોઈએ છે અને પોતાનાં કારખાનાંનો માલ ગામડામાં મોંઘો વેચવો હોય છે. ખેડૂત પોતાના માલના ભાવ વધારે ઊપજે અને શહેરનો માલ સસ્તો મળે એવું ઇચ્છે છે. પણ આ હરીફાઈમાં ગામડું હમેશાં હારે છે અને

ચુસાય છે. નવી અર્થવ્યવસ્થામાં લેનિનનો હેતુ આ ઘર્ષણ ઓછું કરવાનો હતો. વીજળીથી ગામડાંને કારખાનાંમય બનાવીને તે થઈ શકશે એમ તે માનતો. વીજળી ઉપર તેનો વિશ્વાસ એટલો બધો હતો કે "વીજળી વત્તા સોવિયેટ મંડળો (એટલે કે ધંધાદારીઓની પંચાયતો) બરાબર સમાજવાદ" એમ તે કહેતો.

ખેતીની પદ્ધતિ સુધારવા તથા ખેડૂતમાં નવા વિચારો દાખલ કરવા માટે ટ્રૅક્ટરો દાખલ કરવાં, એ લેનિનની એક બીજી યોજના હતી. અમેરિકાની ફૉર્ડ કંપની પાસેથી રશિયાએ હજારો ટ્રૅક્ટરો ખરીદ્યાં અને ટ્રૅક્ટરો બનાવવાનું એક જબરદસ્ત કારખાનું ઊભું કરવા માટે ફૉર્ડ સાથે વ્યવસ્થા કરી.

કૉકેસસના પહાડોમાં ઘાસતેલના કૂવાઓનો મોટો પ્રદેશ છે, અને દક્ષિણ રશિયામાં કાસ્પિયન સમુદ્રને કાંઠે બાકુ શહેર તેલનું મોટું મથક છે. રશિયાએ પોતાનું ઘાસતેલ અને પેટ્રોલ અમેરિકા તથા ઇંગ્લંડની (ઇરાન દેશમાંની) તેલની મોટી કંપનીઓ કરતાં સસ્તા દરે વેચવા માંડ્યું. કૉકેસસમાંના તેલના કૂવા તેના અસલ મૂડીદાર માલિકો પાસેથી જપ્ત કરેલા હોઈ આ તેલને 'ચોરીનું તેલ' કહીને એ કંપનીઓએ રશિયાના તેલને થોડો વખત વગોવ્યું. પણ તેમાં તેમનું કાંઈ વળ્યું નહિ.

આ બધો વખત દેશને સુસંગઠિત કરવા તથા વિપ્લવના સિદ્ધાન્તો પ્રમાણે નવીન સમાજરચના ઊભી કરવા લેનિન અવિશ્રાન્ત મહેનત કરી રહ્યો હતો. દિવસ અને રાત તદ્દન સાદો, ગરીબનો ખોરાક ખાઈ તે સંચાની માફક કામ કરતો. ૧૯૧૮માં તેના ઉપર હુમલો થયો અને તે જખમી થયો. ત્યારપછી પણ તેણે આરામ લીધો નહોતો. ૧૯૨૨ના મેમાં તેની તબિયત લથડી ગઈ. આરામ લીધો ન લીધો ને પાછો કામે મંડ્યો.

૧૯૨૩માં ફરી તબિયત લથડી તે છેક જ ભાંગી ગઈ. તેમાંથી તે ઊઠવા ન પામ્યો. ૧૯૨૪ના જાન્યુઆરીમાં તેનો દેહાન્ત થયો.

સોવિયેટ રશિયાનો તે સર્વમાન્ય નેતા હતો. તેના નિર્ણયને સૌ નમતા. સામ્યવાદી પક્ષમાં પણ ઝઘડા ઓછા નહોતા, પણ લેનિનનો શબ્દ એ કાયદો ગણાતો. એટલે તેના છત્ર નીચે આખો પક્ષ સંગઠિત રહ્યો. તેની આંખ મીંચાતાં જ સત્તા માટે ઝઘડો ચાલ્યો. બહાર તેમ જ રશિયામાં પણ લેનિન પછી ટ્રોટ્સ્કીની ગણના થતી હતી. વિપ્લવની સ્થાપનામાં તેણે આગેવાનીનો ભાગ લીધો હતો. આંતરિક વિગ્રહ તથા પરદેશીઓના ઘેરા વખતે લશ્કર તેણે ઊભું કર્યું હતું અને વિજય તેણે અપાવ્યો હતો. પરંતુ લેનિનને છોડીને બીજા જૂના બોલ્શેવિકો તેને ચહાતા નહોતા, તેમ તેનો વિશ્વાસ પણ કરતા નહોતા. જૂના બોલ્શેવિકોમાંથી સ્ટૅલિન એ સામ્યવાદી પક્ષનો મુખ્ય મંત્રી હતો, અને તેને તથા ટ્રોટ્સ્કીને તો ઊભા રહ્યે બનતું નહિ. આ અંગત ઝઘડામાં સ્વભાવ અને સિદ્ધાન્તોના ભેદનું કારણ પણ હતું જ. ટ્રોટ્સ્કીની માન્યતા એવી હતી કે વિપ્લવ સતત અને સર્વત્ર ચાલવો જોઈએ. કોઈ પણ એક દેશમાં, તેને ગમે તેટલી અનુકૂળતાઓ હોય છતાં, સમાજવાદ સ્થપાઈ ન શકે, એવી તેની માન્યતા હતી. સાચો સમાજવાદ તો દુનિયાભરમાં વિપ્લવ થાય ત્યારે જ આવી શકે. ખેડૂતોને ત્યારે જ સમાજવાદી બનાવી શકાય. એક જ દેશમાં સમાજવાદ સ્થાપવાનો પ્રયત્ન થાય તો તેમાં રાષ્ટ્રભાવના આવી જ જાય. આંતરરાષ્ટ્રીય ભાવના વિના સમાજવાદી કે બીજી કોઈ પ્રગતિ શક્ય જ નથી. રશિયા જેવા મોટા દેશને પણ યુરોપના બીજા કારખાનાંવાળા દેશો ઉપર આધાર રાખવો જ રહ્યો, એટલે રશિયાનો તથા યુરોપનો સંબંધ આજે શહેરો અને ગામડાંનો જે સંબંધ છે તેના જેવો થાય. કારખાનાંવાળું પશ્ચિમ

ચુસાય છે. નવી અર્થવ્યવસ્થામાં લેનિનનો હેતુ આ ઘર્ષણ ઓછું કરવાનો હતો. વીજળીથી ગામડાંને કારખાનાંમય બનાવીને તે થઈ શકશે એમ તે માનતો. વીજળી ઉપર તેનો વિશ્વાસ એટલો બધો હતો કે "વીજળી વત્તા સોવિયેટ મંડળો (એટલે કે ધંધાદારીઓની પંચાયતો) બરાબર સમાજવાદ" એમ તે કહેતો.

ખેતીની પદ્ધતિ સુધારવા તથા ખેડૂતમાં નવા વિચારો દાખલ કરવા માટે ટ્રૅક્ટરો દાખલ કરવાં, એ લેનિનની એક બીજી યોજના હતી. અમેરિકાની ફૉર્ડ કંપની પાસેથી રશિયાએ હજારો ટ્રૅક્ટરો ખરીદ્યાં અને ટ્રૅક્ટરો બનાવવાનું એક જબરદસ્ત કારખાનું ઊભું કરવા માટે ફૉર્ડ સાથે વ્યવસ્થા કરી.

કૉકેસસના પહાડોમાં ઘાસતેલના કૂવાઓનો મોટો પ્રદેશ છે, અને દક્ષિણ રશિયામાં કાસ્પિયન સમુદ્રને કાંઠે બાકુ શહેર તેલનું મોટું મથક છે. રશિયાએ પોતાનું ઘાસતેલ અને પેટ્રોલ અમેરિકા તથા ઇંગ્લંડની (ઇરાન દેશમાંની) તેલની મોટી કંપનીઓ કરતાં સસ્તા દરે વેચવા માંડ્યું. કૉકેસસમાંના તેલના કૂવા તેના અસલ મૂડીદાર માલિકો પાસેથી જપ્ત કરેલા હોઈ આ તેલને 'ચોરીનું તેલ' કહીને એ કંપનીઓએ રશિયાના તેલને થોડો વખત વગોવ્યું. પણ તેમાં તેમનું કાંઈ વળ્યું નહિ.

આ બધો વખત દેશને સુસંગઠિત કરવા તથા વિપ્લવના સિદ્ધાન્તો પ્રમાણે નવીન સમાજરચના ઊભી કરવા લેનિન અવિશ્રાન્ત મહેનત કરી રહ્યો હતો. દિવસ અને રાત તદ્દન સાદો, ગરીબનો ખોરાક ખાઈ તે સંચાની માફક કામ કરતો. ૧૯૧૮માં તેના ઉપર હુમલો થયો અને તે જખમી થયો. ત્યારપછી પણ તેણે આરામ લીધો નહોતો. ૧૯૨૨ના મેમાં તેની તબિયત લથડી ગઈ. આરામ લીધો ન લીધો ને પાછો કામે મંડ્યો.

૧૯૨૩માં ફરી તબિયત લથડી તે છેક જ ભાંગી ગઈ. તેમાંથી તે ઊઠવા ન પામ્યો. ૧૯૨૪ના જાન્યુઆરીમાં તેનો દેહાન્ત થયો.

સોવિયેટ રશિયાનો તે સર્વમાન્ય નેતા હતો. તેના નિર્ણયને સૌ નમતા. સામ્યવાદી પક્ષમાં પણ ઝઘડા ઓછા નહોતા, પણ લેનિનનો શબ્દ એ કાયદો ગણાતો. એટલે તેના છત્ર નીચે આખો પક્ષ સંગઠિત રહ્યો. તેની આંખ મીંચાતાં જ સત્તા માટે ઝઘડો ચાલ્યો. બહાર તેમ જ રશિયામાં પણ લેનિન પછી ટ્રોટ્સ્કીની ગણના થતી હતી. વિપ્લવની સ્થાપનામાં તેણે આગેવાનીનો ભાગ લીધો હતો. આંતરિક વિગ્રહ તથા પરદેશીઓના ઘેરા વખતે લશ્કર તેણે ઊભું કર્યું હતું અને વિજય તેણે અપાવ્યો હતો. પરંતુ લેનિનને છોડીને બીજા જૂના બોલ્શેવિકો તેને ચહાતા નહોતા, તેમ તેનો વિશ્વાસ પણ કરતા નહોતા. જૂના બોલ્શેવિકોમાંથી સ્ટૅલિન એ સામ્યવાદી પક્ષનો મુખ્ય મંત્રી હતો, અને તેને તથા ટ્રોટ્સ્કીને તો ઊભા રહ્યે બનતું નહિ. આ અંગત ઝઘડામાં સ્વભાવ અને સિદ્ધાન્તોના ભેદનું કારણ પણ હતું જ. ટ્રોટ્સ્કીની માન્યતા એવી હતી કે વિપ્લવ સતત અને સર્વત્ર ચાલવો જોઈએ. કોઈ પણ એક દેશમાં, તેને ગમે તેટલી અનુકૂળતાઓ હોય છતાં, સમાજવાદ સ્થપાઈ ન શકે, એવી તેની માન્યતા હતી. સાચો સમાજવાદ તો દુનિયાભરમાં વિપ્લવ થાય ત્યારે જ આવી શકે. ખેડૂતોને ત્યારે જ સમાજવાદી બનાવી શકાય. એક જ દેશમાં સમાજવાદ સ્થાપવાનો પ્રયત્ન થાય તો તેમાં રાષ્ટ્રભાવના આવી જ જાય. આંતરરાષ્ટ્રીય ભાવના વિના સમાજવાદી કે બીજી કોઈ પ્રગતિ શક્ય જ નથી. રશિયા જેવા મોટા દેશને પણ યુરોપના બીજા કારખાનાંવાળા દેશો ઉપર આધાર રાખવો જ રહ્યો, એટલે રશિયાનો તથા યુરોપનો સંબંધ આજે શહેરો અને ગામડાંનો જે સંબંધ છે તેના જેવો થાય. કારખાનાંવાળું પશ્ચિમ

તે શહેર અને રશિયા તે ગામડું. રાજદ્વારી બાબતમાં પણ ટ્રૉટ્સ્કીનો અભિપ્રાય એવો હતો કે મૂડીદાર દેશોથી ઘેરાયેલો એકલદોકલ સમાજવાદી દેશ ટકી શકે નહિ. મૂડીદાર દેશો સમાજવાદી દેશને કચડી નાખે. માટે એ દેશોમાં પણ સમાજવાદી વિપ્લવો કરાવવા જોઈએ. અને રશિયામાં પણ વિપ્લવના તત્ત્વને વિરોધી એવી કોઈ જાતની સમાધાનની નીતિ અખત્યાર કરવી જોઈએ નહિ.

લેનિનની નવી અર્થવ્યવસ્થા પછી રશિયા પોતાનું જ સમાલવા બેસી ગયું, તેની સામે ટ્રૉટ્સ્કીએ સાવધાનનો પુકાર ઉઠાવ્યો. દુનિયાભરમાં વિપ્લવ થાય એવી આક્રમણકારી નીતિ ન અખત્યાર કરવામાં આવે તો રશિયાનો વિપ્લવ પણ જોખમમાં છે એવી તેણે ચેતવણી આપી. આ મુદ્દા ઉપર ટ્રૉટ્સ્કી અને સ્ટૅલિન વચ્ચે જબરો ઝઘડો ચાલ્યો. આખો સામ્યવાદી પક્ષ ખળભળી ઊઠ્યો. પક્ષનું આખું તંત્ર સ્ટૅલિનના હાથમાં હોવાથી અંતે તેનો વિજય થયો. ટ્રૉટ્સ્કી અને તેના સમર્થકો વિપ્લવના દુશ્મન લેખાયા. તેમને પક્ષમાંથી કાઢી મૂકવામાં આવ્યા. ટ્રૉટ્સ્કીને પ્રથમ સાઇબીરિયામાં મોકલવામાં આવ્યો અને પાછળથી સોવિયેટ યુનિયનમાંથી હદપાર કરવામાં આવ્યો. જે સોવિયેટ યુનિયનનો પોતે એક વિધાયક હતો તેનો તેને ત્યાગ કરવો પડ્યો. તેના ચેપી વ્યક્તિત્વથી ડરીને ઈંગ્લંડ કે બીજો કોઈ યુરોપિયન દેશ તેને સંઘરવા તૈયાર થયો નહિ. છેવટે તુર્કસ્તાનમાં તેને આશ્રય મળ્યો. ત્યાં રહી તેણે રશિયાના વિપ્લવનો ઈતિહાસ લખ્યો છે. તેના શબ્દોમાંથી આગ ઝરે છે અને તેની શૈલી બહુ કરડકણી છે. પોતાના લેખોમાં તે સ્ટૅલિનનાં છોડિયાં ફાડી નાખે છે. હમણાં જ એડીનબરો યુનિવર્સિટીના વિદ્યાર્થીઓએ પોતાને ત્યાં રેકટરની ચૂંટણી માટે ઊભા રહેવાની ટ્રૉટ્સ્કીને વિનંતી કરી. એ વિદ્યાર્થીઓનો આભાર

માનતાં ટ્રોટ્સ્કીએ જે જવાબ આપ્યો છે તે બોલ્શેવિક સિદ્ધાન્તો પ્રત્યેની તેની અડગ નિષ્ઠા બતાવી આપે છે: "મને બ્રિટનમાં પ્રવેશ કરવાની બ્રિટિશ સરકાર મનાઈ કરશે એ જાણતા હોવા છતાં તમે મને આમંત્રણ આપો છો તેથી તમારો મારા પ્રતિનો વિશ્વાસ મને વિશેષ ગૌરવ આપે છે. પરંતુ તમારું આમંત્રણ સ્વીકારવાનો અધિકાર મને હોય એમ મને લાગતું નથી. તમારી આ પસંદગી રાજ્યપ્રકરણથી અલિપ્ત છે એમ તમે કહો છો, અને તમારા વિનંતીપત્ર પર સર્વે પક્ષના પ્રતિનિધિઓની સહીઓ દેખાય છે. પણ મારા રાજદ્વારી મતો નિશ્ચિત સ્વરૂપના છે. હું બોલ્શેવિક છું. બોલ્શેવિક ઝંડો જે માંચડા ઉપર ન ફરકતો હોય તે માંચડા ઉપર ઊભા રહેવું એ હું કામદાર વર્ગનો દ્રોહ કરવા સમાન માનું છું. તમારો પણ તે વિશ્વાસઘાત થાય. આ પરિસ્થિતિમાં તમારી વિનંતી માન્ય કરવાનું શી રીતે બને?"

ટ્રોટ્સ્કી અને સ્ટૅલિન વચ્ચેના ઝઘડાનું નિમિત્ત કારણ તો ખેડૂતના પ્રશ્નનો નિકાલ કેવી રીતે આણવો એ બાબતની ચર્ચામાંથી ઊભું થયું હતું. લેનિનની નવી અર્થવ્યવસ્થાથી ખેડૂતોની સ્થિતિ સુધરતી ચાલી હતી. તેમની પાસેથી પાકનો અમુક હિસ્સો લેવાને બદલે જમીનમહેસૂલ લેવામાં આવતું અને તેનો બોજો ઝારના વખત કરતાં ઘણો હળવો હતો. જ્યારે જ્યારે સરકારને અનાજની જરૂર પડે ત્યારે ત્યારે તેમની પાસેથી ઠરાવેલા દરે અનાજ ખરીદવાનું નક્કી કરવામાં આવતું. પરંતુ ખેડૂતો પોતાનો માલ ખાનગી વેપારીઓને યુક્તિપ્રયુક્તિ કરીને વધારે ભાવે વેચી દેતા અને સરકાર પાસે બળજબરીનાં સાધન હોવા છતાં તથા તે વાપરવાની તૈયારી હોવા છતાં ખેડૂતોના મોટા સમુદાયને તે પહોંચી શકતી નહિ. વળી આગવી ખેતી અને વેપારની છૂટને લીધે પ્રજામાં આર્થિક વિષમતા પણ વધતી જતી

હતી. સને ૧૯૨૬ના અંતમાં તો સરકારને ચોક્કસ લાગવા માંડ્યું કે ખેડૂતોનું બળ સોવિયેટની વિરુદ્ધમાં ઝપાટાબંધ વધતું જાય છે. મધ્યમ તથા શ્રીમંત ખેડૂતો કિંમત વિનાની નોટોના બદલામાં અનાજ ઉઘરાવવાના સરકારના પ્રયત્નોને વિવિધ યુક્તિઓથી વિફળ કરતા. સામ્યવાદી નેતાઓ મૂંઝવણમાં પડ્યા. ટ્રોટ્સ્કી તથા બીજા ગરમ વિચારના નેતાઓ લશ્કરી બળ વાપરવાના અને અનાજ વગેરે જપ્ત કરવાના ઉપાયો સૂચવવા લાગ્યા. નરમ વિચારના નેતાઓ ખાનગી ખેડૂતોને સંપૂર્ણ છૂટ આપવાની હિમાયત કરતા હતા. સમાજવાદના આર્થિક લાભ જોઈ બધા જ ખેડૂતો પોતાની મેળે ધીમેધીમે તેમાં આવી જશે એવી તેમને આશા હતી. છેવટે આ મુદ્દા ઉપર ૧૯૨૭માં સ્ટૅલિનનું ટ્રોટ્સ્કી સાથે તૂટયું. પરંતુ ખૂબી એ છે કે ટ્રોટ્સ્કીને કાઢી મૂકયા પછી સ્ટૅલિને તેણે સૂચવેલા ધોરણ પ્રમાણે જ ખેડૂતોની સાથે કામ લેવાનું શરૂ કર્યું.

સને ૧૯૧૭માં સત્તા ધારણ કરતી વખતે ખેડૂતોને બહુ ભારે આશાઓ આપેલી હોવા છતાં દસ વરસમાં તેમને કશા વિશેષ હકો મળ્યા નહોતા. ઝારના સમયમાં ખેડૂત અમુક દરજ્જે સ્થાનિક સ્વરાજ્ય ભોગવતો; સરકારની ઉદારતાને લીધે નહિ જ પણ છૂટાં વિખરાયેલાં ગામડાંને તે પહોંચી જ નહોતી શકતી તેથી. સોવિયેટ તંત્રમાં ખેડૂતોને પ્રતિનિધિત્વ મળ્યાની જેટલી જાહેરાત કરવામાં આવતી તેના પ્રમાણમાં તંત્રમાં તેમનો હિસ્સો નજીવો જ હતો. ખેડૂત એ વસ્તુ સમજી ગયો હતો. સામ્યવાદીઓ રાજદ્વારી બાબતમાં ખેડૂતોનો ભરોસો જ નહોતા રાખતા, અને ખેડૂતો પણ તેમની નીતિ પારખી ગયા હતા કે કારખાનાંના મજૂરોના હિત આગળ ખેડૂતોનું હિત સામ્યવાદીઓને મન હમેશાં ગૌણ જ રહેતું. વાર્ષિક પરિષદોમાં વાતો થતી કે નવા તંત્રમાં ખેડૂતો પોતાના ગામની બહારની બાબતોમાં પણ અધિકાર ભોગવે છે. પરંતુ નાનાં

શહેરોની રાજકારોબારી સભાઓમાં ખેડૂતના પ્રતિનિધિઓ કદી ચૂંટાતા જ નહિ. આખું રાજ્યતંત્ર એવું યુક્તિથી ગોઠવાતું કે બાર કરોડ ખેડૂતોને થોડાક લાખ કામદારોની રાજદ્વારી સત્તા નીચે જ રહેવું પડે. એટલે ખેડૂતોની સહાનુભૂતિ સોવિયેટ સરકાર તરફ ઓછી જ હતી. ભવિષ્યનાં વચનો ઉપર આધાર રાખી રાજીખુશીથી કશું આપવા તેઓ તૈયાર નહોતા. પહેલાં સરકારને મોટા જમીનદારોની પાસેથી કરના રૂપમાં તેમજ ખરીદીને અનાજ મેળવવું બહુ સહેલું પડતું. તેઓની પાસે વધારાનું અનાજ હોય તે તેઓ વેચે નહિ તો પડ્યુંપડ્યું સડી જાય. એટલે તે વેચી નાખવામાં જ તેમનો લાભ હતો. પણ હવે તો ખેડૂતો જે ઉત્પન્ન કરતા તે તેમને પોતાને જ વાપરવા માટે જોઈતું. ઝારના વખતમાં તો તેમને ભૂખ્યા રહીને પણ જમીનદારોને તથા સરકારને અનાજ આપી દેવું પડતું. પણ હવે ભૂખ્યા રહીને સરકારે નક્કી કરેલી ઓછી કિંમતે તેઓ અનાજ આપી દે એ મુશ્કેલ હતું. સરકારે અનાજ ઉઘરાવવા માટે જબરદસ્તી કરવા માંડી અને બન્ને પક્ષ એકબીજાના દુશ્મન હોય તેમ વર્તવા લાગ્યા. નવા અને જૂના વિચાર વચ્ચેના ઘર્ષણથી સને ૧૯૨૮માં રશિયાનું ગામડું ખળભળી ઊઠ્યું હતું; સરકાર ખેતી મઝિયારી કરવા માટે ઉતાવળા પ્રયત્નો કરી રહી હતી, કરનો બોજો ભારે હતો, અને તે ઉપરાંત સામ્યવાદી સિદ્ધાંતોનો તથા ધર્મના વિરોધનો પ્રચાર પણ તડામાર ચાલી રહ્યો હતો. આ બધું ભોળો ખેડૂત આભો બનીને જોઈ રહ્યો હતો.

ખેડૂત સાથે જે ગાંઠ પડી ગઈ હતી તે ઉકેલવા સામ્યવાદી નેતાઓએ ગામડાંને બહુ ઝડપથી સમાજવાદી બનાવવાનો નવો કાર્યક્રમ કાઢ્યો. રશિયાના ખેડૂતની આર્થિક તેમજ રાજદ્વારી પુનર્ઘટના કરવાની તેમની યોજના હતી. નમૂના તથા પ્રયોગ માટે મોટાં સરકારી ફાર્મો સંખ્યાબંધ કરવાનું ઠરાવવામાં આવ્યું. ખાનગી

ખેડૂતોની જમીન એકઠી કરી નાખી મોટાં ‘મઝિયારાં’ ચલાવવાનું નક્કી થયું. આ ઉપરાંત મોટી મિલો, વીજળીનાં કારખાનાં, ખાણો વગેરેનું કામ ઉપાડી આખા દેશને યંત્રમય કરવાનો હતો. આ પ્રવૃત્તિઓની સાથે કેળવણીની પુષ્કળ સંસ્થાઓ, વિજ્ઞાનની પ્રગતિ માટે મોટી રસશાળાઓ, ખરીદ અને વેચાણની સહકારી મંડળીઓ, મજૂરોને રહેવાને માટે ઘરો વગેરે બાંધીને લોકોની રહેણીનું ધોરણ ઊંચું કરવાનું હતું. આ યોજના પંચવાર્ષિક યોજના તરીકે આખી દુનિયામાં જાણીતી થયેલી છે. ૧૯૨૯ના આરંભમાં આ યોજનાનો અમલ શરૂ થયો. વૈજ્ઞાનિકોએ તથા યાંત્રિકોએ આખા દેશની પ્રાકૃતિક સાધનસામગ્રી તથા આર્થિક જરૂરિયાતોની માપણી કરી. કામ અસાધારણ મુશ્કેલીનું હતું. મોટાં કારખાનાં કાઢવા માટે કાચો માલ જોઈએ, કાચા માલને કારખાનાંમાં પહોંચાડવા માટે રેલવે વગેરે વાહનવ્યવસ્થાની તજવીજ કરવી જોઈએ, રેલવેઓ માટે કોલસાની ખાણો ચલાવવી જોઈએ. આ બધાની સાથે કારખાનામાં તેમજ દેશમાં વીજળી જોઈએ. તે માટે મોટી નદીઓને બંધ બાંધી તેના પાણીમાંથી વીજળી ઉત્પન્ન કરવાની યોજના ઉપાડવામાં આવી. આ બધા માટે ઇજનેરો, યાંત્રિકો અને કેળવાયેલા કામદારો જોઈએ. તે મેળવવાનું કામ પણ સહેલું નહોતું. આ યોજનાનો એક પ્રધાન ઉદ્દેશ દેશને કારખાનાંમય બનાવી દેવાનો હતો. પરંતુ કાપડ વગેરે રોજની જરૂરની ચીજો બનાવવાનાં થોડાં કારખાનાં ઊભાં કરવાથી તો આપણા દેશમાં બન્યું છે એવું થાય કે હમેશાં મશીનરી પરદેશથી લાવ્યાં કરવી પડે. સોવિયેટ સરકારે દીર્ઘદૃષ્ટિ વાપરી અને મશીનરી માટે બીજા દેશો ઉપર આધાર ન રાખવાનો રહે એટલા માટે મશીનરી બનાવવાનાં કારખાનાં પ્રથમ ઊભાં કરવાં એવો ઠરાવ કર્યો. આવાં કારખાનાં બહુ ખર્ચાળ થાય છે અને તેમાંથી વળતર પણ લાંબે વખતે મળે છે. ત્યાં સુધી ખૂબ

નાણાં રોકાયેલાં રહે છે અને તેમાં રોકેલા મજૂરોને બહુ વખત સુધી એમ ને એમ નિભાવવા પડે છે. વળી આ મોટાં કારખાનાં માટે જે મશીનરી જોઈએ તે તો પરદેશથી લાવવી જ પડે. રોકડાં નાણાં આપ્યા વિના તે મળે એમ નહોતું. એટલે રશિયનોએ પેટે પાટા બાંધી ખોરાકની ચીજો બહાર મોકલીને તેના બદલામાં મશીનરી ખરીદવા માંડી. આ બોજો ખેડૂતો ઉપર પડયો.

ઉદ્યોગોની ખિલવણી કરતાં પણ વધારે મહત્ત્વનું કામ આ પંચવાર્ષિક યોજનામાં કરવાનું હતું તે ખેડૂતોને સમાજવાદી બનાવી નાખવાનું. '૨૯ની આખી સાલ અને '૩૦ની સાલના શરૂઆતના થોડા મહિના સામ્યવાદી પક્ષ અને રશિયન ખેડૂતો વચ્ચે તીવ્ર ઝઘડાના ગયા. ગામડેગામડે બધા ખેડૂતો પાસે ખેતી મઝિયારી કરાવી નાખવાનો જબરદસ્ત પ્રચાર ચાલ્યો. આખા રશિયામાં 'મઝિયારાં' કરવાની પ્રવૃત્તિ બહુ જ મોટા પાયા ઉપર ઉપાડવાની બાબતમાં કેટલાક સામ્યવાદીઓ વિરુદ્ધ હતા. તેમને એ ગાંડપણ લાગતું હતું. પણ સ્ટેલિન મક્કમ હતો. આ મુદ્દા ઉપર રિકોવ, બુખારિન વગેરે આગેવાનોવાળો એક સામ્યવાદી પક્ષ હાર્યો અને દેશમાંથી ઊખડી ગયો. લેનિને ખાનગી ખેતીની છૂટ આપી હતી તે અશકય કરી નાખવા કાયદો કરવામાં આવ્યો કે જમીન બિલકુલ ગણોતે આપી શકાય નહિ, તેમજ કોઈ પણ ખાનગી ખેડૂત પોતાની ખેતીમાં બિલકુલ મજૂર રાખી શકે નહિ. વળી જે ખેડૂત 'કુલાક' ઠરે એટલે કે જેની પાસે જાતે ખેડી શકે તે કરતાં વધારે જમીન હોય, વધારે ઢોર હોય, જે કાંઈ વેપાર કે ધીરધાર કરતો હોય, તેને જે જિલ્લા કે પરગણામાં તે રહેતો હોય ત્યાંથી હદપાર કરવામાં આવે તથા તેની તમામ મિલકત ખાલસા કરવામાં આવે. કુલાકની ખાલસા થયેલી મિલકતમાંથી અમુક ભાગ સરકારનો રાખી તથા કુલાકનું કોઈ પણ સહકારી સંસ્થાને દેવું હોય તો તે ચૂકવી દઈ બાકીની મિલકત

ખેડૂત મંડળોને આપી દેવાનું ઠરાવવામાં આવ્યું, જેથી જે ગરીબ ખેડૂતો તથા ખેડૂત–મજૂરો ખેડૂતમંડળમાં જોડાયા હોય તેમને તેનો લાભ મળે. વળી જે ખેડૂત મઝિયારાંમાં ભળવાનું કબૂલ ન કરતાં પોતાની ખેતી આગવી રાખે તેમના ઉપર ભારે કર નાખવામાં આવ્યા, અને મઝિયારાંને ખાસ છૂટો આપવામાં આવી.

રાજદ્વારી બાબતોથી અજ્ઞાન અને અસંગઠિત એવા ખેડૂતો ઉપર સરકારે તો પોતાની તમામ સત્તા અજમાવી. આર્થિક દબાણ, જબરદસ્ત પ્રચાર, વહીવટી કાયદા, લશ્કરી બળ એ બધાંનો પ્રયોગ કરવામાં આવ્યો. મિલકતો ખાલસા કરવા ઉપરાંત જેલની સજાઓ, મારફાડ, હદપારી, આર્થિક અને રાજદ્વારી બહિષ્કાર એ તો હતું જ. લાખો ખેડૂત કુટુંબો પાયમાલ થઈ ગયાં અને આ ઝઘડામાં હજારો માર્યા પણ ગયા. મરણના આંકડા સરકાર તરફથી પ્રગટ નથી થયા, પણ ૧૯૩૦માં રશિયા જઈ આવેલા તટસ્થ પ્રવાસીઓ માર્યા ગયેલાની સંખ્યા હજારોની ગણે છે. જે કરવાનું હતું તે પતી ગયા પછી સ્ટૅલિને જાહેર કર્યું કે નીચલા અમલદારોએ અને સામ્યવાદી પક્ષના માણસોએ સૂચના આપ્યા કરતાં વધારે બળજબરી વાપરી. પણ એમ કહીને આ ભયંકર જૂલમ અને અત્યાચારની જવાબદારીમાંથી સ્ટૅલિન છટકી શકતો નથી. ૧૯૨૯ના ડિસેમ્બરની ૨૭મી તારીખે તેણે મૉસ્કોમાં જાહેર કર્યું હતું: “ અત્યારસુધી આપણું ધોરણ એવું હતું કે કુલાકોની ચૂસણપ્રવૃત્તિ ઉપર અંકુશો મૂકવા. પણ હવે તે ધોરણ આપણે બદલ્યું છે. આખા કુલાક વર્ગને નાબૂદ કરવો એ આપણી નીતિ છે. ” ત્યારપછી થોડા દિવસ પછી રશિયાના એક અગ્રણી સામ્યવાદી પત્રમાં સ્ટૅલિનના મુખમાં આ શબ્દો મુકાયા હતા: “ કુલાકોની સામે આખરી આક્રમણ કરવાની સ્થિતિમાં આપણે હવે આવ્યા છીએ. તેમના વિરોધને કચડી નાખવો જોઈએ. એ વર્ગનો નાશ કરી નાખવો જોઈએ, અને તેમની ખેતીના બદલામાં ખેડૂતોનાં

મઝિયારાં અને સરકારી ફાર્મદ્વારા ઉત્પત્તિ થવી જોઈએ." આ વચનોનો અર્થ નીચલા અમલદારો બીજો શો કરે?

કુલાકોનો નિકાલ કરી નાખ્યા પછી સામ્યવાદી પક્ષની મધ્યવર્તી સમિતિએ જે જાહેરનામું બહાર પાડ્યું તેમાં જ થયેલા અત્યાચારોનું ઠીક વર્ણન આવી જાય છે, એટલે તે શબ્દો જ અહીં મૂકીશું:

"ખેડૂતોનાં મઝિયારાંની સંખ્યા વધારવા સંબંધી મધ્યવર્તી સમિતિ પાસે જે હકીકત આવી છે તે ઉપરથી જણાય છે કે તેમાં જો કે ભારે સફળતા મળી છે છતાં, તેમ કરવા માટે કેટલાયે જિલ્લાઓમાં સામ્યવાદી પક્ષની નીતિનો અનર્થ કરવામાં આવ્યો છે. પ્રથમ તો મઝિયારાંમાં જોડાવાનું મરજિયાત હોવું જોઈએ એ સિદ્ધાન્તનો ભંગ થયો છે. કેટલાયે જિલ્લામાં કુલાક ગણવાની અને મિલકત ખાલસા કરવાની ધમકીઓ આપીને ખેડૂતોને મઝિયારાંમાં દાખલ થવાની ફરજ બળજબરીથી પાડવામાં આવી છે. વળી મધ્યમ અને ગરીબ સ્થિતિના ખેડૂતોને પણ કુલાક ગણી કાઢવામાં આવ્યા છે. કેટલાક જિલ્લામાં કુલાક ગણેલાની સંખ્યા કુલ ખેડૂતોના પંદર ટકા જેટલી આવે છે, અને જેમની જમીન ખાલસા થઈ છે એવા ખેડૂતોની સંખ્યા ૧૫ થી ૨૦ ટકા જેટલી આવે છે. સ્થાનિક અમલદારોએ આપણને ત્રાસ છૂટે એવા જુલમ લોકો ઉપર કર્યાના દાખલા પણ અમારી પાસે આવ્યા છે. વળી કુલાકોની મિલકત વહેંચી ખાવાના, લૂંટફાટ કરવાના તથા મધ્યમ અને ગરીબ ખેડૂતોને પણ પરહેજ કર્યાના દાખલા અમારી પાસે આવ્યા છે.

"કેટલાયે જિલ્લાઓમાં સમજાવટથી ભૂમિકા તૈયાર કરવાને બદલે મઝિયારાંના ટકા કૃત્રિમ રીતે વધારવાના હેતુથી અને આંકડા મોટા બતાવવા માટે વટહુકમોનો ઉપયોગ કરવામાં આવ્યો છે. કેટલાક જિલ્લાઓમાં થોડા જ દિવસોમાં મઝિયારી

ખેતીના આંકડાએ ૧૦ ટકાથી ૯૦ ટકા જેટલો 'કૂદકો' માર્યો છે. કેટલેક સ્થળે રહેવાનાં ઘરો, ઢોર, મરઘાં, બતકાં વગેરેને કમકમાં આવે એવી બળજબરી વાપરીને મઝિયારાં બનાવી દેવામાં આવ્યાં છે.

. "અંતમાં, ધાર્મિક વહેમો સામેની લડતમાં સામ્યવાદી સૂચનાઓનો જે અનર્થ કરવામાં આવ્યો છે તે એકદમ અસહ્ય છે એમ જાહેર કરવાનું મધ્યવર્તી સમિતિને આવશ્યક લાગે છે. ગામલોકની બહુમતી મેળવ્યા વિના વહીવટી સત્તાથી દેવાલયો બંધ કરવામાં આવ્યાં છે, તેને અનુલક્ષીને અમે આ કહીએ છીએ. આવાં કૃત્યોથી તો ઊલટા વહેમો વધે છે. વળી ઘણી જગ્યાએ બજારો તથા ગુજરીઓની પણ જબરાઈથી બંધી કરવામાં આવી છે."

સ્ટૅલિને પોતે અગ્રણી સામ્યવાદી પત્ર 'પ્રવદા'માં જાહેર કર્યું: "મધ્યમ સ્થિતિના ખેડૂતો સામે જે વલણ લેવામાં આવ્યું તે ખોટું જ હતું. તેમની સાથેના વ્યવહારમાં બળજબરાઈ વાપરવામાં આવી છે. મધ્યમ સ્થિતિના ખેડૂતોને આપણા પક્ષમાં રાખી કુલાકો ઉપર જ આક્રમણ કરવામાં આવ્યું હોત તો બધું ઠીક હતું. પરંતુ આપણા કેટલાક 'કૉમ્રેડો' વિજયના ઉન્માદમાં કુલાકો ઉપરના આક્રમણમાંથી મધ્યમ ખેડૂતો ઉપરના આક્રમણમાં ઊતરી પડ્યા અને મઝિયારાંના આંકડા મોટા બતાવવા માટે મધ્યમ ખેડૂતો ઉપર પણ બળજબરી વાપરવા લાગ્યા, તેમના મતાધિકાર તેમણે ખૂંચવી લીધા, તેમને કુલાક ગણ્યા, તેમની મિલકત ખાલસા કરી—એ બધું કરવામાં આક્રમણની નીતિનો અનર્થ થયો છે."

ઝારના વખતમાં 'સુધારા' કરાવવા માટે સોલ્જરોનો ઉપયોગ થતો તેવું જ આ વખતે પણ થયું. લશ્કર તથા નૌકાખાતાના વડાનો એક હુકમ એવો નીકળ્યો હતો: "સને ૧૯૩૦માં ખેતીને મઝિયારી કરવા માટે લાલ લશ્કર દેશને એક લાખ લશ્કરી વ્યવસ્થાપકો આપશે." એ હુકમમાં એવી સૂચના આપવામાં

આવી હતીઃ "ગામડાંને સમાજવાદી બનાવવા માટેની, ખેડૂતોની ખેતી મઝિયારી કરાવવા માટેની તથા કુલાક વર્ગ નાબૂદ કરવા માટેની પ્રવૃત્તિમાં સક્રિય ભાગ લેવા માટે લશ્કરના સિપાહીઓ તથા નાના અમલદારોને તાલીમ આપવી."

આ ઉપરાંત સામ્યવાદી પક્ષની મધ્યવર્તી સમિતિએ પણ ૨૫,૦૦૦ સામ્યવાદી મજૂરોની ગામડાંને સમાજવાદી બનાવવાના તથા ખેતી મઝિયારી કરાવવાના કામ માટે ભરતી કરી હતી.

આ જબરદસ્ત આક્રમણનો વિરોધ ખેડૂતોએ પોતાની લાક્ષણિક રીતે કર્યો. સત્તાવાળાઓ તેમને કચડી નાખવા માટે લશ્કરનો ઉપયોગ કરશે જ એવી તેમને પહેલાંના અનુભવ ઉપરથી ખાતરી થઈ ગયેલી હોવાથી તેઓ જાણતા હતા કે સશસ્ત્ર બળવો કરવો એ તો ગાંડપણ છે. પરંતુ તેમણે સામ્યવાદી અમલદારો ઉપર, ખબરપત્રીઓ ઉપર તથા સરકારના એજંટો ઉપર પ્રસંગોપાત્ત છૂટાછવાયા હુમલા કર્યા. અને તેમાં ઠીકઠીક માણસો માર્યા ગયા. જોકે એક પણ સામ્યવાદી કાર્યકર્તા માર્યો જાય તો સરકાર જાનને બદલે જાન લેવાનું કદી ચૂકતી નહિ. છતાં મોટે ભાગે તો ખેડૂતોનો વિરોધ અહિંસામય હતો. જેમને પરાણે મઝિયારાંમાં દાખલ કરવામાં આવ્યા હતા તેમણે કામ કરવા તથા જમીન વાવવા ના પાડવા માંડી. કુલાક ગણાવામાંથી બચી જવા માટે કાયદામાં છૂટ હોય તેટલી જ જમીન રાખી બાકીની તેઓએ પડતર રાખી. કેટલાકોએ મઝિયારાંમાં જોડાવાને બદલે ખુલ્લો વિરોધ કરી, કુલાક ગણાઈ સજા વહોરી લેવાનું પસંદ કર્યું. કેટલાકોએ તેમાં જોડાતાં પહેલાં પોતાનાં ઢોર કાપી નાખ્યાં, એવું ધારીને કે કશા બદલા વિના ઢોર જપ્ત થશે તેને બદલે આમ કરવાથી માંસ અને ચામડાની કિંમત તો ઊપજશે! કેટલાકોએ વધારાનાં ઢોર કાપી નાખ્યાં. ઢોરની કતલ ૧૯૨૯ના ઑક્ટોબરથી શરૂ થઈ તે '૩૦ના જાન્યુઆરી સુધી ખૂબ ચાલી, અને ફેબ્રુઆરીમાં પણ અટકી તો

જે મધ્યમ વર્ગના લોકો ઉપર જાસૂસીનો તથા દુશ્મનપક્ષમાં ભળીને માલમિલકત બગાડ કર્યાનો સોવિયેટ સરકારને વહેમ પડ્યો તેમના ઉપર પણ તેણે ઠીક સખ્તાઈ કરી. આ શક ઉપર—અને કેટલીક બાબત શક સકારણ પણ હશે—કેટલાયે ઇજનેરોને જેલની સજા થઈ.

આ યોજના ચાલતી હતી ત્યારે દુનિયામાં મંદી ચાલતી હતી તેની અસરમાંથી સોવિયેટ રશિયા સાવ છટકી શક્યું નહિ. સોવિયેટને જે મશીનરી જોઈએ તે પરદેશમાં ખેતીનું ઉત્પન્ન વેચીને ને ખરીદ કરતું હતું. દુનિયાના બજારમાં અનાજના ભાવ બેસી ગયા હતા એટલે પોતાની નિકાસના દામ સોવિયેટને બહુ ઓછા ઊપજતા. મશીનરીનાં નાણાંને પહોંચી વળવા પોતે ગણતરી કરી રાખેલી તે કરતાં ઘણું વધારે અનાજ નિકાસ કરવું પડ્યું. એને લીધે લોકોને ઘણી તંગી અને દુઃખ વેઠવાં પડ્યાં.

વળી દેશને કારખાનાંમય કરવાની પ્રવૃત્તિને લીધે શહેરની વસ્તીનું પ્રમાણ બહુ વધી ગયું. ગામડાંમાંથી ઘણા ખેડૂતો શહેરમાં મજૂરી કરવા ગયા. શહેરમાં મજૂરી કરીને ભલે તે કારખાનાંનો માલ બનાવે પણ જેટલા મજૂર શહેરમાં ગયા એટલા અનાજ પકવનારા તો ઓછા જ થયા. તેઓ તો કેવળ અનાજ ખાનારા જ રહ્યા. આને લીધે પણ અનાજની તંગી વધી.

અનાજની તંગી વધવાનું એક બીજું પણ કારણ હતું. વધતાં જતાં કારખાનાં માટે કાચો માલ પકવવા સારુ લોકોએ ખાવાના પાકની ખેતીના બદલામાં કપાસ તથા બીજા વેપારી પાકની ખેતી કરવા માંડી. તેથી પણ અનાજની તંગી વધી.

વળી આ પંચવાર્ષિક યોજનામાં યંત્રો, ઓજારો, ટ્રૅક્ટરો, મોટરો વગેરે બનાવવાનાં મોટાં કારખાનાં ઉઘાડવાની પ્રવૃત્તિ સોવિયેટે ચલાવી હતી. તે કારખાનાં ચાલુ થતાં અને તેમાં વેચાવા લાયક માલ તૈયાર થતાં જ વર્ષો લાગે. ત્યાં સુધી તેમાં રોકાયેલા મજૂરોને ખોરાક તો પૂરો પાડવો જ પડે. તેથી પણ અનાજની તંગી વધી.

અને આ બધી મુશ્કેલીઓની પૂર્તિ કરવા ૧૯૩૧માં યુનિયનના કેટલાક ભાગોમાં વરસાદ ન પડવાથી દુકાળ પડ્યો. વળી ૧૯૩૧ અને ૧૯૩૨નાં બન્ને વરસો દરમ્યાન સોવિયેટ યુનિયનને જાપાન સાથે લડાઈ ઊભી થવાની બીક હતી. તેથી તેને લશ્કર પણ વધારવું પડ્યું અને લશ્કર માટે અનાજ અને બીજો ખોરાક સંઘરી રાખવો પડ્યો. આથી પણ ખોરાકની તંગી વધી.

આટલી મુશ્કેલીઓ છતાં ચાર વર્ષમાં લગભગ બે લાખ 'મઝિયારાં' ફાર્મ વ્યવસ્થિત થયાં. અનેક સરકારી ફાર્મ પ્રયોગ માટે તથા બીજાં ફાર્મને દૃષ્ટાન્તરૂપે ઊભાં કરવામાં આવ્યાં. એક ફાર્મ તો પચાસ લાખ એકરનું છે. આ ચાર વરસના ગાળામાં એક લાખ અને વીસ હજાર ટ્રેક્ટરો દાખલ કરવામાં આવ્યાં. આજે બેતૃતીયાંશ જેટલા ખેડૂતો 'મઝિયારાં'ના સભ્યો બની ગયા છે. આની સાથે સહકારી મંડળીઓની પ્રવૃત્તિ પણ જોસમાં ચાલી છે. ૧૯૩૨ની આખર સુધીમાં સહકારી મંડળીના સભ્યોની સંખ્યા સાડાસાત કરોડ જેટલી થઈ ગઈ હતી.

આ ગાળામાં કેળવણી, વિજ્ઞાન અને સર્વસામાન્ય સંસ્કારિતાની બાબતમાં પણ રશિયાએ જબરી પ્રગતિ કરી છે. નિરક્ષરતા લગભગ નાબૂદ થઈ ગઈ છે, એટલે સુધી કે મધ્ય એશિયાના તદ્દન પછાત પ્રદેશોમાં પણ અક્ષરજ્ઞાને ઠીકઠીક પગપેસારો કર્યો છે. જ્યાં પર્દાનો રિવાજ અતિશય રૂઢ હતો, ત્યાં પણ કન્યાકેળવણી મોટા પ્રમાણમાં ફેલાઈ છે.

કેળવણી અને સાક્ષરતાના વધવાની સાથે વાચકવર્ગની સંખ્યા પણ ખૂબ વધી છે. બીજા કોઈ દેશ કરતાં આજે રશિયામાં વધારે પુસ્તકો અને વર્તમાનપત્રો છપાતાં હશે. વિજ્ઞાનમાં પણ રશિયા આજે પહેલા દરજ્જામાં આવી ગયો છે. વિજ્ઞાનની વિવિધ શાખાઓની મોટી સંસ્થાઓ ત્યાં સ્થપાઈ છે. ઝારના અને બીજા ઉમરાવોના જૂના મહેલોમાં સંગ્રહસ્થાનો, આરોગ્યભવનો અને મોટી શિક્ષણસંસ્થાઓ ચાલે છે. આજે રશિયામાં બીજા કોઈ પણ

દેશ કરતાં સ્ત્રીઓ વધારે છૂટો અને હકો ભોગવે છે. હરકોઈ ધંધામાં તે દાખલ થઈ શકે છે. ઘણી સ્ત્રીઓ તો ઇજનેરો બની છે. લેનિનની પત્ની ક્રુપ્સ્કાયા ઘણા વખત સુધી સોવિયેટ કેળવણી-ખાતાની એક શાખાની વડી હતી.

અહીં એક વસ્તુ નોંધવા જેવી છે કે જેને વાણીનું, લેખનનું તથા મંડળ બાંધવાનું સ્વાતંત્ર્ય કહેવામાં આવે છે તે આજે રશિયામાં મુદ્દલ નથી. વર્તમાનપત્રો સામ્યવાદી સરકાર વિરુદ્ધ કશું છાપી ન શકે, લેખકો કશું વિરુદ્ધ લખી ન શકે. શાળામાં શિક્ષકોને પણ સામ્યવાદી સરકાર જે કહે તે જ શીખવવું પડે. સત્તાધારી સામ્યવાદી પક્ષની વિરુદ્ધ બોલનાર કે લખનાર ત્યાં મૂઓ પડયો છે. એ પક્ષથી વિરુદ્ધ વિચાર ધરાવનાર કોઈ પણ મંડળ કે પક્ષ હોય તો તે ગેરકાયદે ગણાય. ટ્રૉટ્સ્કી, રિકોવ, બુખારિન એ બધા ચુસ્ત સામ્યવાદીઓ છે, વિપ્લવના તથા નવીન રશિયાના અગ્રણી વિધાયકો છે. પણ આજે સત્તા સ્ટૅલિનના હાથમાં છે. એટલે એ કહે તે જ સામ્યવાદનું વેદવાક્ય. બીજાના સિદ્ધાન્તો ખોટા. અને બીજા જો પોતાના સિદ્ધાન્તોનો આગ્રહ રાખે તો જેલમાં અથવા હદપાર.

સને ૧૯૩૧ના જાન્યુઆરીની પહેલી તારીખથી બીજી પંચ-વાર્ષિક યોજના શરૂ થઈ છે. આ પણ પહેલીના જેવી મોટી છે. પણ સંભવ છે કે પહેલીના જેટલી મુશ્કેલીઓ આમાં ન આવે. યંત્રો બનાવવાનાં કારખાનાં તો તેઓએ પહેલી યોજનામાં ઊભાં કરી દીધાં છે, અને આ બીજી યોજનામાં સર્વસામાન્ય ઉપભોગની વસ્તુઓનાં કારખાનાં સ્થાપવાનાં છે. વળી હવે પરદેશથી ઓછી મશીનરી ખરીદવી પડશે, એટલે પહેલાં જેટલું અનાજ વગેરે પરદેશ નહિ મોકલવું પડે.

પહેલી પંચવાર્ષિક યોજનામાં રશિયાને પડેલી મુશ્કેલીઓ તથા સરકાર તરફથી થયેલા જુલમોનું વર્ણન આપણે ઉપર કરી ગયા.

પણ એકંદરે તે સફળ થઈ કે નિષ્ફળ તેની ચર્ચા અસ્થાને છે. આવડો મોટો વિપ્લવ, તેને અંગે થયેલા બળજબરીના પ્રયોગો તથા આટલા ઝપાટામાં ઉપાડવામાં આવેલી વિવિધ પ્રવૃત્તિઓ, એ બધાંનાં પરિણામ કેવાં આવશે તે અત્યારે આપણે ન કહી શકીએ.

વર્ગવિગ્રહ અને હિંસામય વિપ્લવની અનિવાર્યતાના સિદ્ધાન્ત ઉપર મંડાયેલી રશિયાની નવી સંસ્કૃતિ દુનિયાના ભવિષ્યના ઘડતરમાં શો ફાળો આપશે તે પણ આજે કોણ કહી શકે ?

એક વસ્તુ ચોક્કસ છે કે રશિયાના આ પ્રયોગે અને તેની પંચવાર્ષિક યોજનાઓએ આખા જગતનું ધ્યાન ખેંચ્યું છે. બીજા દેશોમાં જે ખાનગી સાહસો ઉપાડવામાં આવે છે તેમાં આવી કશી યોજના નથી હોતી. કાંઈ પણ યોજના હોય તો તેમાંથી પોતાને કેટલો નફો મળશે, બીજાઓને હરીફાઈમાં શી રીતે પાછા પાડી શકાશે એ જ હોય છે. સમાજની દૃષ્ટિએ તેમાં વિચાર થતો જ નથી. અને તેથી એક તરફથી વધારેપડતું ધન થોડા માણસોના હાથમાં એકઠું થાય છે, અને બીજી તરફથી ઘણા માણસોને તંગી ભોગવવી પડે છે. આવાં ખાનગી સાહસોમાં હરીફાઈને લીધે બગાડ પણ ઘણો થાય છે. જ્યારે સમાજની દૃષ્ટિએ ઉપાડેલી આવી યોજનામાં, બગાડ અટકાવી શકાય છે. રશિયાના આ પ્રયોગે સૌની કલ્પનાઓને એટલી આકર્ષી લીધી છે કે કોઈ પાંચ વરસની, તો કોઈ ત્રણ વરસની, તો કોઈ દશ વરસની યોજનાઓની વાતો કરતા થઈ ગયા છે.

બીજી પંચવાર્ષિક યોજના તો અત્યારે ચાલી રહી છે એટલે તેની વિગતોમાં ન ઊતરતાં અહીં જ અટકીશું.

---

# રશિયા સંબંધી બીજાં પ્રકાશનો

| | |
|---|---|
| રશિયાનું ઘડતર | ૨-૦-૦ |

ઈ. સ. ૧૮૧૭ થી ૧૯૧૭ સુધીનો રશિયાના વિપ્લવનો રોમાંચક ઈતિહાસ. તે પછીની ૧૯૩૫ સુધીની વિગત પૂરવણી પ્રકરણ રૂપે શ્રી. નરહરિભાઈએ આપેલી છે. પૃ. સંખ્યા ૩૨૮ બાવીસ ચિત્રો સાથે

| | |
|---|---|
| એક ક્રાન્તિકારની આત્મકથા ભા ૧ | ૧-૪-૦ |
| ,, ,, ભા. ૨ | ૧-૪-૦ |
| નૂતન રશિયામાં ડોકિયું | ૦-૮-૦ |
| બોલ્શેવિઝમ અને બીજી વાતો | ૦-૬-૦ |
| ક્રાન્તિ | ૦-૬-૦ |
| ક્રાન્તિકારી લગ્ન | ૦-૩-૦ |

## પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ



# પ્રસ્થાન પ્રવૃત્તિઓ

| | |
|---|---|
| પ્રસ્થાન માસિક | ૫—૦—૦ |
| કિશોર માસિક | ૪—૦—૦ |
| સરસ્વતી ગ્રન્થમાળા | ૨—૦—૦ |
| ટોલ્સ્ટોય ગ્રન્થાવલિ | ૬—૦—૦ |
| શ્રી રવીન્દ્ર ગ્રન્થાવલિ | ૬—૦—૦ |
| બૃહદ્ ગ્રન્થાવલિ | છૂટક |

*

ઇતર વિવિધ પ્રકાશનો.

**પ્રસ્થાન એટલે પ્રગતિ**

# ડૉ. મોહનભાઈ પંચા

વર્ગખંડોમા કેદ થયેલા શિક્ષણને મુક્તિ આપી તેને જીવનોપયોગી અને અર્થપૂર્ણ આયામ બક્ષનાર ડૉ. મોહનભાઈ પંચાલ જેવા શિક્ષકો આજે દીવો લઈને શોધવા નીકળીએ તોય જડવા મુશ્કેલ છે. તો તેમની જીવનફિલસૂફી અને અભિગમ પણ તેટલાં જ વિરલ છે.

ઔપચારિક શિક્ષણમાં પીએચ.ડી. સુધીની મજલ કાપીને સાડાચાર દાયકાના વિશાળ પટ ઉપર પથરાયેલી મોહનભાઈની કારકિર્દી ભાતીગળ છે. અનેક તડકી-છાંયડીઓના ઓક્ટોપસી ભરડાને વ્યવસાય કે નિજ જીવનમાં ગણકાર્યા વિના તેમણે તેમનો વિશિષ્ટ શિક્ષણપથ દીપાવ્યો છે. જીવન જીવવાની કલા અને શિક્ષણ અંગેનો મનોવૈજ્ઞાનિક અભિગમ તેમના રૂંવેરૂંવે રસાયણ રૂપે વ્યાપેલ છે !

ડૉ. મોહનભાઈએ મનોવિજ્ઞાનની પીઠિકા ઉપર બેસીને વિદ્યાર્થીઓ, અધ્યાપકો અને આચાર્યો સહિત સમાજના વિશાળ સમુદાયનું જીવન અર્થપૂર્ણ બનાવવા બીડું ઝડપ્યું છે. તેમણે આદરેલા વિશિષ્ટ અને નવતર શિક્ષણ પ્રયોગોના હિસ્સેદાર બનવું એ એક લહાવો છે. તેથી તો તેઓ આજે ગુજરાતના ખૂણેખૂણે છવાઈ ગયા છે.

ડૉ. મોહનભાઈ એક અચ્છા મનોવૈજ્ઞાનિક તરીકેની ભૂમિકા ભજવીને અનેક નરનારીઓની પાટા ઉપરથી નીચે ઊતરી ગયેલી જીવનગાડીને પુનઃ પાટા ઉપર ચડાવવાની સક્રિયતા દાખવી રહ્યા છે. તેમણે લખેલાં પિસ્તાળીસથી વધુ પુસ્તકો ચેતના, પ્રેરણા, સ્વયંસિદ્ધિ, માનવ-માનવ વચ્ચેની આંતરક્રિયા તથા તનમનના સ્વાસ્થ્યનો ધ્વજ લહેરાવે છે. તેમનું પ્રત્યેક પુસ્તક અંધારી રાતની સમુદ્ર-સફરમાં ઝળહળતી દીવાદાંડીની ગરજ સારે છે.

અહીં, પ્રસ્તુત પુસ્તક 'નવલા પ્રભાતે'માં ડૉ. મોહનભાઈ અને તેમની જીવનદૃષ્ટિ પાનેપાને પ્રગટી રહ્યાં છે. ત્રણસો અને પાંસઠ દિવસોનું પ્રત્યેક પ્રભાત નૂતન છે, વિશિષ્ટ અને અદ્વિતીય છે, અને તેથી તે દરેક પ્રભાતે ચિંતન કરવા જેવો, મનન કરીને આખો દિવસ માણવા જેવો એક-એક વિચાર મોહનભાઈએ તેમની નિજ વિચારસરણીના પરિપાકરૂપે નિરુપ્યો છે. વિચારોનું વિષયવૈવિધ્ય, રજૂઆત, શબ્દપસંદગી, શૈલી બધું જ રોચક અને આહ્લાદક હોવા ઉપરાત કેટલું ગંભીર, પ્રેરક અને વાસ્તવદર્શી બની રહ્યું છે !

આ પણ મોહનભાઈનો અવૈધાનિક (Non-formal) શિક્ષણનો એક પ્રયોગ છે, માનવઘડતરનો એક કામિયાબ તરીકો છે !

દિવ્યેશ ત્રિવેદી